# મૂંગો સેવક

[ જ્યૉર્જ મૅકડોનાલ્ડની અંગ્રેજી
નવલકથા 'સર ગીબી'ને આધારે ]



લેખક
ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ



શ્રી. નરહરિભાઈ પરીખના 'બે બોલ' સાથે

વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લીમીટેડ


પ્રકાશક
એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની
પબ્લિશર્સ ઍન્ડ બુકસેલર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

## શ્રી. ચંદ્રશંકર શુકલનાં ઈતર પુસ્તકો

સીતાહરણ (છઠ્ઠી આવૃત્તિ)
પિરામીડની છાયામાં

: સંપાદન :
ગાંધીજીના સમાગમમાં



: અનુવાદો :

ચીનનો અવાજ—લોવેઝ ડિકિન્સન (બીજી આવૃત્તિ)
ધર્મસંસ્થાપન—ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ—ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ—રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન—રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી—રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ—ગ્રેગ
ગાંધીજીને જગવંદના—રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)
ધર્મોનું મિલન—રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ—મીલી પોલાક
પુણ્યશ્લોક ગાંધીજી (લેખસંગ્રહ)
ગાંધીજી સાથે અઠવાડિયું—લુઈ ફીશર
હિંદુ ધર્મ—રાધાકૃષ્ણન
વેદની વિચારધારા—રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય—ટૉલસ્ટૉય
ગાંધીવાદી આર્થિક યોજના—અગ્રવાલ
યુવાનોની સંસ્કારસાધના—રાધાકૃષ્ણન
બે નવલકથા—ટૉલસ્ટૉય
કોની બહેન? અને બીજી વાતો—ટૉલસ્ટૉય
ગાંધીજીની યુરોપયાત્રા—મ્યુરીએલ લેસ્ટર

---

આવૃત્તિ પહેલી — ઑક્ટોબર ૧૯૪૫

**કિંમત દોઢ રૂપિયો**

મૂગી સેવાની
સાક્ષાત્ પ્રતિમા સમા
**સ્વ. પ્રોફેસર જયશંકર ત્રિવેદીની**
પુણ્યસ્મૃતિને

## બે બોલ

આવી સીધી, સાદી, ટૂંકી વાર્તાને પ્રસ્તાવનાની કશી જરૂર હોય એમ મને લાગતું નથી. પણ ભાઈ ચંદ્રશંકરના પ્રેમભર્યા આગ્રહને વશ થઈ આ લખું છું. 'સર ગીબી' નામની જે અંગ્રેજી નવલકથાનો આ ટૂંકો સાર છે, તે ગાંધીજીનાં પ્રિય પુસ્તકોમાંનું એક છે. ચંપારણમાં ભાઈ મહાદેવ અને હું તેમની સાથેના અમારા જીવનની શરૂઆતમાં હતા ત્યારે, સેવાના આદર્શની વાત કરતાં તેમણે અમને સર ગીબીની વાત કરેલી. ત્યારપછી પણ ઘણીવાર ગાંધીજીને આદર્શ સેવક તરીકે સર ગીબીનો ઉલ્લેખ કરતા સાંભળ્યા છે. ગાંધીજીનું આ પ્રિય પુસ્તક હોઈ સ્વાભાવિક રીતે જ અમારા મંડળમાં એ પ્રચાર પામ્યું. આ નવલકથામાં સ્કોચ બોલીના પ્રયોગો બહુ આવે છે. વળી વાર્તા લાંબી પણ છે. ભાઈ ચંદ્રશંકરે વાર્તા ટૂંકાવીને રસમય પ્રવાહી ગુજરાતીમાં આપી ગુજરાતી વાચકોને મોટી સગવડ કરી આપી છે.

સર ગીબી આદર્શ સેવક છે. પણ તેને પોતાની સેવકાઈનું ભાન નથી, એ જ તેની ખૂબી છે. સેવકને એમ લાગે કે હું સેવા

કરું છું, ત્યાં જ એની સેવામાંથી સ્વાદ ઊડી જાય છે. સેવામાં ફરજનો બોજ અને કર્કશતા ન હોય, પણ શોખની સાહજિકતા, આનન્દ અને મસ્તી હોય, તો જ સેવા શોભી નીકળે. સર ગીબીના એકેએક કામમાં આપણે આ વસ્તુ જોઈએ છીએ. એનાં આટલાં બધાં સેવાનાં કામોમાંથી એકકે એ શોધવા નથી ગયો; પણ કામો જાણે એને શોધતાં, એના માર્ગમાં આવીને ઊભાં છે. અને એ બધાં કામો કરવાની એની રીતમાં ઋજુતા અને પ્રેમ તો નીતરી જ રહ્યાં છે. ગમે તેવાં સંકટોમાં, કષ્ટમાં, માર ખાવાના પ્રસંગોમાં પણ, કટુતા એના હૃદયને સ્પર્શ સુદ્ધાં કરતી નથી; ઊલટું તેમાંથી આનન્દ અને ઉલ્લાસના જ ફુવારા ઊડયાં કરે છે.

લેખકે એને મૂગો કલ્પ્યો છે, તે એટલું જ સૂચવવા કે સાચા સેવકે મૂગા મૂગા જ કામ કરવાનું છે. વળી કાદવમાંથી કમળ ઊગે અને પાછું એ તેનાથી અલિપ્ત રહે, તેમ બહુ જ ગંદા અને કલુષિત વાતાવરણમાં બાળપણ વિતાડેલું હોવા છતાં ભારે શિષ્ટ અને સજ્જન ગણાતા માણસો કરતાં તેનામાં એક અનેરી જ સુજનતાની વાસ આવે છે.

આ ચોપડી વાંચતાં શ્રી. ધર્માનંદ કોસંબીએ—એમના 'બુદ્ધ-લીલા' એ પુસ્તકમાં જે જાતકકથાઓ આપી છે તેમાંની મઘની કથાનું સ્મરણ થાય છે. ગામના લોકોને મઘ ગાંડા જેવો લાગતો, પણ પોતાની પ્રેમમય સેવાથી આખા ગામનું દિલ જીતી લઈ છેવટે તે ગામનો લાડકો બન્યો. તેવું જ સર ગીબીનું છે. પ્રથમ નજરે જેમને તે પશુ જેવો લાગતો તેઓ છેવટે તેને ચાહતાં થઈ જાય છે.

આપણા લોકસેવકો ને વિદ્યાર્થીઓને આ ટૂંકાવેલી વાર્તા પ્રેરણાદાયી નીવડો.

સેવાગ્રામ, ૩–૯–૪૫ **નરહરિ દ્વારકાદાસ પરીખ**

# પ્રસ્તાવના

'મૂગો સેવક' સ્કૉટ નવલકથાકાર જ્યૉર્જ મેકડોનાલ્ડની 'સર ગીબી' નામની અંગ્રેજી નવલકથાને આધારે તૈયાર કરેલી છે. અંગ્રેજી સાહિત્યમાં પણ એ લેખકની અનેક કૃતિઓ-માંથી 'સર ગીબી' સૌથી અધિક ચિરંજીવી નીવડી છે. જગતના અનેક દેશોના શિષ્ટ અને અભિજાત સાહિત્યના ગ્રન્થોના સંક્ષેપ અંગ્રેજી ભાષામાં ઘણી મોટી સંખ્યામાં છે. ગુજરાતીમાં છે તે બહુ જ થોડા. એવા કથાગ્રન્થો તેમજ ઇતર વિષયનાં પુસ્તકોના સંક્ષેપ અથવા સાર ગુજરાતીમાં પણ સરળ ને રોચક ભાષામાં થાય તો કિશોર વયનાં વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિની-ઓ તેમજ અંગ્રેજી ન જાણનાર પ્રૌઢ વાચકવર્ગ પણ તે રસ-પૂર્વક વાંચે, ને એમના સંસ્કારમાં એટલી વૃદ્ધિ થવા પામે. 'મૂગો સેવક' એ દિશામાં એક અલ્પ પ્રયત્ન છે. વાર્તા તરીકેનો રસ શરૂઆતથી આખર સુધી જળવાઈ રહે એની બનતી કાળજી રાખી છે. મુખ્ય કથાની સાથે સંબંધ ધરાવતો એક પણ અગત્યનો પ્રસંગ જતો નથી કર્યો. એ બધા પ્રયત્નમાં કેટલે અંશે સફળતા મળી છે એ તો સુજ્ઞ વાચકવર્ગ જ કહી શકે. વાર્તાનો સંદેશ વાર્તામાંથી જ ઝરે છે, ને તેનાં ઘણાં પાત્રો લાંબા વખત સુધી યાદ રહે એવી રીતે આલેખાયાં છે, એટલે એને વિષે વિવેચનરૂપે કંઈ કહેવાની જરૂર નથી.

આ સંક્ષેપમાં સ્થળ, પાત્રો વગેરેનાં નામ મૂળ પુસ્તકમાં છે તેનાં તે જ રાખ્યાં છે, તેના સમર્થનમાં ભાગ્યે જ કંઈ કહેવાની જરૂર હોય. આપણા વાચકોની દૃષ્ટિ ઉત્તરોત્તર વિશાળ થતી જાય છે; ને જગતના ઇતર દેશોનાં રાજકારણ, અર્થવ્યવસ્થા, સાહિત્ય, સંસ્કાર વગેરેનું જ્ઞાન મેળવવાની તેમની આતુરતા વધતી જાય છે; એવે વખતે પરદેશી સાહિત્યકૃતિઓને તેમના મૂળ વાતાવરણ સાથે જ આપણી ભાષામાં ઉતારવી સારી છે.

વડોદરા, ૯–૯–૪૫ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

# સાંકળિયું

# મૂગો સેવક

## ૧

## બાપદીકરો

સ્કૉટલૅન્ડના એક શહેરની, સોએક વરસ પહેલાંની, વાત છે. શહેરના એક ધોરી રસ્તાને કાટખૂણે એક સાંકડી ગંદી ગલી હતી. તેમાં એક નાનો છોકરો ઘૂંટણિયે પડી ગટરનો કાદવ ખૂંદતો હતો, ને એક આધેડ ઉંમરની બાઈ ઊભી ઊભી કર્કશ અવાજે એને બૂમ પાડતી હતી: 'અલ્યા રખડેલ! નીકળ હવે ગટરમાંથી!' પણ છોકરો ઊઠે શાનો? તેનું ધ્યાન તો કશાકની શોધમાં લાગ્યું હતું. તેણે બેઠે બેઠે બૂમ મારનાર સામે જોયું. કેવી સુંદર ભૂરી ને લાંબી આંખો! આંખો ને મોઢું જોનારને રઢ લગાડે એવાં હતાં. છોકરાની ઉંમર એના વાન પરથી આઠ વરસની લાગતી હતી. માથે અસ્તવ્યસ્ત વાળ ચોમેર પથરાઈ ગયેલા હતા.

બાઈ ગુસ્સે થઈને જરાક આગળ તો વધી, પણ ઘેર કોક આવ્યાની ખબર પડી એટલે પાછી વળી ઘરમાં પેઠી. સવારનો વખત હતો. ધાડું ધૂમસ વિખેરાવા લાગ્યું હતું, ને સૂરજનાં કિરણ જરા જરા દેખા દઈ જતાં હતાં. એટલામાં છોકરાની નજર કશાક પર પડી, ને તેણે ઝડપ મારી ગટરમાંથી એ ચીજ ઉપાડી લીધી. એ જ ચીજ તે કયારનો શોધતો હતો. એ જાંબળી રંગનું કાચનું એરિંગ હતું. સૂરજના તડકામાં તે ચળકવા લાગ્યું, તે જોઈ છોકરો રાજી રાજી થઈ ગયો. એ લઈને તેણે દોટ મૂકી, ને એક પછી એક એમ અનેક શેરીઓ વટાવી ગયો. જઈને એક ભઠિયારાની દુકાને પહોંચ્યો, ને અંદર ગોઠવેલાં આના આનાવાળાં પાંઉ તરફ ભુખાળ નજરે જોતો બહાર જ ઊભો રહ્યો. કોકવાર કોઈએ એને આનો

આપ્યો હોય ત્યારે આવું એકાદ પાંઉ લઇને તે ખાતો. ભઠિયારાની વહુ દુકાનમાં બેઠી હતી, પણ તેની નાની છોકરી નિશાળેથી આવે ત્યાં સુધી તે રાહ જોતો ઊભો રહ્યો. છોકરી આવીને ઠસ્સાથી ઘરમાં પેસવા જતી હતી ત્યાં જ એના હાથમાં છોકરાએ પેલું એરિંગ મૂકી દીધું.

'હેં ગીબી! ક્યાંથી મળ્યું આ?' છોકરી આનંદભેર બોલી ઊઠી.

છોકરાએ ગટર તરફ આંગળી કરી. માદીકરીએ એનો આભાર માન્યો. મા કહે: 'કેવો ભલો છોકરો!' પેલાં આનાવાળાં પાંઉ-માંથી એક લઈ ગીબીને આપવા જાય છે ત્યાં તો એ પલાયન કરી ગયેલો!

ગીબી એ રસ્તાનો એક રખડુ છોકરો હતો. શેરીઓમાં રખડતાં રખડતાં જ મોટો થયો હતો. એનાં કપડાં ચીંથરેહાલ હતાં; ને તે પણ કોકે ઊતરેલાં આપ્યાં હોય તે. પગ અડધા ઉઘાડા હતા. જોડા તો એણે જનમ ધરીને કદી વાપર્યા નહોતા. શરીર પણ એવી કડક ઠંડીમાં લગભગ ઉઘાડું કહીએ તો ચાલે. પણ ગીબીને એની ફિકર નહોતી. પશુડું બિચારું, ફિકર કેવી તે સમજે પણ શું? શહેરની ઘણી શેરીઓ એને જાણીતી હતી. ફેરિયા, ભઠિયારા ને નાના દુકાનદાર બધાને એ ઓળખતો. ઘર પણ બહારથી જોઇને બધાં ઓળખી કાઢતો. ખાવામાં તો કોઈ વધ્યુંઘટ્યું આપે તે જ. કોક દયાળુ આનો આપે ત્યારે પાંઉ લઇને ખાય. પણ મોટે ભાગે તો પાંઉની સોડમથી જ એને સંતોષ માનવાનો હોય. છતાં એનું શરીર તંદુરસ્ત હતું. કોઈનું પણ કંઈક કામ થાય તો કરી દેવાની વૃત્તિ કુદરતે કોણ જાણે એના સ્વભાવમાં જ મૂકી હતી. એટલે જ એણે આખી સવાર કાદવ ખૂંદીને પેલી છોકરીનું ખોવાયેલું એરિંગ શોધી આપ્યું હતું. તેની આંખો તીક્ષ્ણ હતી. વસ્તુઓ શોધી કાઢવાની કંઈ

અજબ આવડત એનામાં હતી. એવી પારકી ચીજો શોધી તેના માલિકને તેણે પહોંચાડયાના અનેક પ્રસંગ બની ગયા હતા.

ગીબી શહેરની જાણે ચકલી ન હોય એવો હતો. આખો દિવસ શહેરમાં પગ લઈ જાય ત્યાં ફરવું, ને રાતે માળામાં ભરાઈ સૂઈ જવું, એ એનો નિત્યક્રમ હતો. એક જૂનું, ખખળી ગયેલું મકાન હતું ત્યાં એનો માળો હતો. ઈમારત એક કાળે ભવ્ય હશે એમ એની જીર્ણાવસ્થા પણ કહી આપતી હતી. વચ્ચેના મોટા ચોકમાં દાદરો હતો તેની નીચે ભંડારિયા જેવી જગામાં લાકડાનો તકલાદી માંડવો હતો. તેમાં બેસીને ગીબીનો બાપ સવારથી સાંજે અંધારું પડતા સુધી ફાટેલા જોડા સાંધવાનું કામ કરતો. મોડી રાતે જઈ ત્રીજા માળના એક કાતરિયામાં સૂઈ રહેતો. પણ ક્યારે ને કેવી રીતે સૂવા જતો એની એને ખબર રહેતી નહીં, કેમકે એવે વખતે એ અચૂક દારૂના ઘેનમાં જ હોય. સવાર પડયે, કાતરિયામાં છું એટલી જ ખબર એને પડે. પાછો બીજો દિવસ શરૂ થાય. દહાડો આખો જોડા સાંધવા, ને જે કંઈ પૈસા આવે તેનો દારૂ પી ચકચૂર થવું, એ એના જીવનનો નિયમિત ક્રમ હતો. દિવસે ક્યારેક મનમાં પસ્તાવો થાય, પણ સાંજ પડયે તો દારૂની દુકાને હાજર જ હોય.

દારૂએ જ જ્યોર્જ ગેલબ્રેથના આવા બેહાલ કર્યા હતા. મૂળ એ હતો તો ખાનદાન કુટુંબનો. વડવો બૅરોનેટ હતો, એટલે 'સર'નો ખિતાબ કુળમાં પેઢીઉતાર ચાલ્યો આવતો હતો. જ્યોર્જની મા સારી હતી; ને બાપ પ્રામાણિક હતો, પણ ક્યારેક દારૂ પીને છાકટો બનતો. દીકરાને એણે કેળવણી પણ ઠીકઠીક આપી. પણ કુટુંબની મિલકત બધી એના હાથમાંથી સરી ગયેલી, એ વાત દીકરાથી છૂપી રાખેલી. દીકરાને વારસો મળ્યો એક બાપની દારૂ પીવાની લતનો; ને તેમાં તેણે ઘણો વધારો કર્યો. તેની સ્ત્રી ખાનદાન કુટુંબની, સુશિક્ષિત, ને સંસ્કારી હતી. બાપ જીવ્યો ત્યાં સુધી તો વહુદીકરો શહેરના મોટા ઘરમાં ગરીબાઈમાં પણ સુખશાંતિથી રહ્યાં.

ગીબીના જન્મ પછી મા થોડા જ વખતમાં મરી ગઈ. બીજે વરસે ડોસો મરી ગયો. મિલકત વેચાઈ ગઈ. જ્યોર્જ પાસે ન રહી ફૂટી બદામ કે ન રહ્યું ગુજારાનું સાધન. કોઈ એને કામ આપે એવી એની શાખ પણ રહી નહોતી. પીઠામાં મળતા એક ભાઈબંધે જોડા સાંધતાં શીખવ્યું ન હોત તો એને કાં તો અન્નના વાખા પડત, અથવા ભીખ માગવા વારો આવત. જે ઘર એક કાળે એનું પોતાનું હતું, ત્યાં જ દાદરા નીચે બેસી એ જોડા સાંધતો, ને રાતે એ જ ઘરના કાતરિયામાં પડી રહેતો.

આવા બાપની આગળ ગીબી આટલાં વરસ કેવી રીતે ઊછર્યો એ નવાઇની વાત હતી. કોઈ કોઈ બાઈ દયા લાવીને જરા ખાવાનું આપે તેનાથી એનો નિર્વાહ ચાલતો. બાપ તો દિવસ આખો કામ કરતાં પણ દારૂની જ ઝંખના કર્યાં કરે. દીકરા પ્રત્યે એને પ્રેમ નહોતો એમ નહીં, પણ દીકરો શું ખાય છે, ક્યાં ફરે છે, શું કરે છે, એ પૂછવાનું એને કદી સૂઝેલું જ નહીં. અને દીકરો હતો મૂગો. કંઇક અકળ રીતે બાપની સ્થિતિ સમજી ગયેલો. બાપ એને માટે કાળજી રાખતો હોત તોયે શું કરત? એણે ઘણીવાર પશ્ચાત્તાપ કર્યો હશે; દારૂની લત છોડી દેવાનો નિશ્ચય પણ કર્યો હશે. પણ એવે વખતે વિચાર આવે: 'બસ, આજે છેલ્લી જ વાર! કાલથી દારૂને અડું જ નહીં ને!' પણ એ નિશ્ચય બીજા દિવસનું સવાર પડે ત્યાં સુધી જ ટકે. જેમ દિવસ ચડે તેમ એની પીવાની તલપ વધતી જ જાય, ને સાંજે કામ પૂરું થયું કે લાગલો પીઠામાં જ જઈ પહોંચે. શ્વાસ લીધા વિના રહેવાય તો દારૂ પીધા વિના રહેવાય એવી એની દશા થઈ ગઈ હતી. 'જુઓને, આ માણસ કેવો પોતે જ પોતાનો શત્રુ છે,' એમ કહી કોઈ કોઈ એની દયા પણ ખાતું.

પેલી બાઈ, જેણે ગીબીને હાક મારેલી, તે વિધવા હતી. તે જ દારૂની દુકાન ચલાવતી. તેનું નામ લક્ષ્મી ક્રોસ હતું. રાતે એને ત્યાં પીનારા એક પછી એક આવતા, દારૂ ઢીંચતા, ગપ્પાં મારતા, ને

મોડી રાતે છૂટા પડી લથડિયાં ખાતા ખાતા ઘેર પહોંચતા. ફ્રોલે આ બૂરા ધંધામાં પણ એક મર્યાદા રાખી હતી. તે પોતે દારૂ પીતી નહીં; અને પીનારાને દુકાનમાં ધીંગામસ્તી કરવા કે એલફેલ બોલવા દેતી નહીં. જ્યૉર્જની પડતી દશામાં પણ તેની સાથે તે સભ્યતા જાળવતી, ને 'સર જ્યૉર્જ' કહીને જ તેને બોલાવતી. જ્યૉર્જ અઠવાડિયે એકવાર, શનિવારે સાંજે, ફ્રોલને ત્યાં નહાય. ફ્રોલ એના ધણીનું જૂનું પણ ધોયેલું ખમીસ એને પહેરવા આપે. ને એ રીતે રવિવારની તૈયારી થાય. ગીબી [ગીબી એ ગિલબર્ટનું ટૂંકું રૂપ હતું.] રાતે દુકાનની બહાર ઊભો ઊભો રાહ જોયાં જ કરે કે ક્યારે આ મંડળ વિખેરાય. એનો બાપ મોટે ભાગે સૌથી છેલ્લો બહાર નીકળે. ચાલવાની શક્તિ પણ ઓછામાં ઓછી એનામાં જ રહી હોય. બહાર નીકળે કે ગીબીનું રખવાળું શરૂ થાય. બાપ ડોલતો, લથડિયાં ખાતો ચાલે. ને ગીબી ક્યારેક આગળ, તો ક્યારેક પાછળ, ને ક્યારેક બાજુમાં જઈ એને પડતો રોકે. ક્યારેક સહેજ ખેંચી કે હડસેલો મારી એને ચલાવે, ને મહામુસીબતે ઘેર — એટલે કે પેલા કાતરિયામાં — લઈ જાય. ગયા દોઢ વરસમાં, જ્યારથી ગીબી બાપને દોરી જવા લાગ્યો હતો ત્યારથી, જ્યૉર્જ એક પણ વેળા ગટરમાં પડ્યો નહોતો, ને રસ્તામાં ઘોરતાં ઘોરતાં એણે રાત કાઢી નહોતી.

કાતરિયામાં દીવો તો હોય જ ક્યાંથી? એક જૂનોખખ થઈ ગયેલો ચાર પાયાવાળો ખાટલો એ એક જ વસ્તુ બાપના ભર્યા-ભાદર્યા ઘરમાંથી જ્યૉર્જ પાસે રહી હતી. ખાટલા પર એક કાળે પીંછાંની મુલાયમ સેજ બિછાવાતી, તેની જગાએ હવે માત્ર પરાળ પડ્યું રહેતું. એના પર એ બેભાન દશામાં ઝીંકાતો. પગ પણ નીચે લટકતા હોય તે ગીબી ઉપાડીને ખાટલામાં મૂકે ત્યારે. માની એક રજાઈ રહેલી તે બાપને ઓઢાડી પોતે, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના, બેભાન બાપની સોડમાં લપાઈ જાય! ગીબીને

થાય જાણે પોતે મોટો વિજય મેળવ્યો. એને તે વેળા જાણે સ્વર્ગનું સુખ મળતું. કોઈ બાળક કદાચ એની માને પણ આટલી મમતાથી નહીં વળગ્યું હોય. સંસારમાં એનું કોઇ હોય તો તે એકલો આ બાપ જ હતો. એ જ એનું સર્વસ્વ હતું. બાપે કોઈ દિવસ એને બાથમાં લીધો નહોતો કે ચૂમી ભરી નહોતી એની એને પરવા નહોતી. આ સુખ થોડીક ક્ષણો જ ચાલતું, કેમકે જોતજોતામાં તો એ ઊંઘી જતો. પણ આ થોડીક ક્ષણોમાં આખા દિવસના રખડાટનું, ને મોડી રાત સુધીના જાગરણનું, વળતર મળી જતું.

પણ શનિવારની રાતે તો એના આનંદની સીમા રહેતી નહીં. રવિવારનો આખો દિવસ બાપા એના જ રહેવાના! આખા અઠવાડિયામાં રવિવાર એનો ખરેખરા સુખનો દિવસ હતો. તે દિવસે તે ક્રોલને ત્યાં બેવાર જઈ આવતો એ જ. તે સિવાય કાતરિયામાંથી પગ બહાર ન મૂકતો. રવિવારે લોકો દેવળમાં પ્રાર્થના કરવા જાય. પણ તે શા માટે જતા હશે એની ગીબીને ખબર નહોતી. તે પોતે કદી દેવળમાં ગયેલો નહીં. બાપ રવિવારે દારૂ પીવાને પણ કામ ન કરે, એટલે રવિવારનો દિવસ તે છુટ્ટીનો દિવસ એટલો ખ્યાલ ગીબીને હતો ખરો.

*

આજે આવો જ એક રવિવાર હતો. બાપે જેમતેમ કરીને ઊઠી નાનકડો, અધૂરો રહેલો બૂટ સીવવા હાથમાં લીધો. તે જોતાં જ ગીબી હર્ષમાં આવીને તાળી પાડવા લાગ્યો. દર રવિવારે તે આમ હરખાતો. બૂટ એને માટે હતો ખરોને! આ બીજો બૂટ છે, એટલે જોડ રાત પહેલાં પૂરી થવાની! સવારે નાસ્તો કરવાનો ઘરમાં તો હોય જ શાનો! શહેરમાં કોક બટકું આપે, પણ આજે તો દુકાનો પણ બંધ. એટલે ગીબી બાપ સામે બેસી એને દોરા આંબળી આપવાની ને એવી ઝીણી ઝીણી મદદ કરવા લાગ્યો. હૈયું તો આનંદથી

ઊભરાતું હતું. જાણે ક્યારે બૂટ તૈયાર થાય ને ક્યારે પહેરું ! વચ્ચે વચ્ચે તો ઊઠીને બાપને બાથ ભરવાનું પણ મન થઈ જતું હતું. બાપે પણ પોતાનું બધું વહાલ આ બૂટમાં રેડયું નહોતું ? રવિવારે સહુ દેવળમાં જાય ત્યારે એ દીકરા માટે બૂટ સીવવા બેસતો. બાપ બોલતો નહીં, ને દીકરો બોલી શકતો નહીં ! બપોર થવા આવ્યા એટલે ગીબી ક્રૂલને ત્યાંથી ભાણું લઈ આવ્યો.

જમવાને ટેબલ નહોતું તેથી શું ? બાપના ઘરમાં બાપની સાથે બેસીને જમવાનું મળે એ જ ગીબીને મન મોટું સદ્‌ભાગ્ય હતું. સાંજે અંધારું પડવા આવ્યું તે જ ઘડીએ બૂટ તૈયાર થઈ રહ્યો. ગીબી કૂદકો મારીને બાપ સામે ઊભો રહ્યો, ને બાપ નીચો નમી દીકરાને પગે બૂટ પહેરાવવા લાગ્યો. પણ ઓ દુર્દશા ! બૂટ પગે બેઠો નહીં. અગાઉ ત્રણવાર આવું જ બન્યું હતું. બૂટ કેમ નાનો પડયો એ પૂછવાથી શો સાર ? સર જ્યૉર્જ રવિવારે જ બૂટ સીવે. બૂટ ધીરેધીરે કરતાં સિવાઇ રહે ત્યાં તો ગીબીના પગ મોટા થઈ ગયા હોય. અને સંભવ છે કે જ્યૉર્જને ફાટેલા જોડા સાંધતાં આવડતું હોય પણ નવા બનાવતાં એવું સારું ન આવડતું હોય. અગાઉ જ્યારે આવું બનેલું ત્યારે બીજે દિવસે એણે એ બૂટ વેચીને પૈસા દારૂમાં વાપરી નાખેલા. ગીબીએ રાજાની પેઠે આ દુઃખ સહી લીધું. તેણે નિસાસો નાખ્યો, ને તેની આંખ ધીરેધીરે ભીની થઈ, પણ આંસુનું ટીપું પડયું નહીં. તરત જ તેણે ખાટલા પર બેઠેલા બાપ પાસે જઈ તેને બાથ ભરી. સર જ્યૉર્જે એને ખોળામાં બેસાડી ચૂમી લીધી, ને એની નિસ્તેજ આંખો ભરાઈ આવી. તેણે ફરી ગીબીના પગનું પરમાણું લીધું. ગીબી તો બૂટ વિના ચાલવાને ટેવાઈ ગયો હતો. તેના પગનાં તળિયાં ઘસાઈ ઘસાઈને કઠણ ચામડા જેવાં થઈ ગયાં હતાં.

રાત પડી એટલે બાપને રોજના આનંદની ઘડી આવી. પણ દીકરાના દેખતાં બાટલી ઉઘાડતાં એને શરમ આવતી. ગીબીને

ફોલને ત્યાં મોકલ્યો. એને ત્યાં તે દિવસે સાંજે ગીબીને દૂધ ને રોટી પેટ ભરીને ખાવા મળતાં. તે ઘેર આવ્યો ત્યાં તો પીવાનું શરૂ થઈ ચૂકેલું. ગીબીને મન આ વાતની નવાઈ નહોતી. તે તો હસતે મોઢે બાપ સામે જઈને ઊભો રહ્યો. બાપે એને ખેંચી ખોળામાં બેસાડ્યો.

એણે ગંભીર અવાજે ગીબીને કહ્યું: 'ગીબી, બેટા, દારૂનું એક ટીપું કદી મોઢામાં નાખીશ નહીં. બાટલી તરફ કદી હાથ જ લંબાવીશ નહીં. ચોખ્ખા પાણી સિવાય કશું જ પીશ નહીં, દીકરા.'

આટલું કહેતાં કહેતાં એણે હાથ લાંબો કરી દારૂનો જામ લીધો ને મોટો ઘૂંટડો ભર્યો.

'આ કામ કદી ન કરીશ, તને કહું છું, ગીબી,' ફરી જયોર્જે કહ્યું.

ગીબીએ જોરથી માથું ધુણાવી ના ભણી.

'બરાબર, મારા વીર!' બાપે સંતોષ પ્રગટ કરતાં કહ્યું. 'હું જો તને કદી બાટલીને અડતો જોઈશને, તો કબરમાંથી આવીને તારું માથું ફોડી નાખીશ, સમજ્યો?'

અહીં જામમાંથી બીજો ઘૂંટડો ભરાયો.

દીકરાએ તો બાપને હંમેશાં પૂજ્યો હતો. મનથી પણ એની નિંદા કદી નહોતી કરી. તે સમજ્યો.

'ગીબી,' બાપે થોડી વાર થોભીને કહ્યું, 'હું મરી જઈશ પછી લોકો તને શું કહેશે, જાણુછ?'

ગીબીએ માથું ધુણાવી પોતાનું અજ્ઞાન વ્યક્ત કર્યું.

'તને સર ગીબી ગેલબ્રેથ કહેશે, દોસ્ત! એ નામ સાચું છે. કોઈ ભલે કહે કે તારો બાપ મોચી હતો. પણ એમનું કહેવું સાંભળીશ નહીં, ગીબી. એટલું જ ધ્યાનમાં રાખજે કે તું સર ગીબી છે, ને તારે કુટુંબની આબરૂ સાચવવાની છે, મારા રતન! એ આબરૂ

તું દારૂ પીશે તો નહીં સાચવી શકાય. આ દારૂએ જ ગેલબ્રેથ કુટુંબનું સત્યાનાશ વાળ્યું છે. મારા દાદા મારા કરતાં બેવડા કાઠાના હતા, ગીબી. પણ એમને મેં દારૂ પીને ગટરમાં પડેલા જોયા હતા, એટલી એક જ એમની યાદદાસ્ત મને રહી છે. એમણે જે કંઈ હતું તે બધું દારૂની લતમાં વેચી માર્યું,—જમીનો ગઈ, જાગીર ગઈ, ને મારા બાપા પાસે ડાવરકાંઠા પર એક એકર પણ જમીન ન રહી. મારા બાપા ભલા માણસ હતા. પણ દાદાએ એમને નાનપણથી જ દારૂની લત લગાડી ને ભણાવ્યા નહીં. એમણે જે કંઈ બાકી રહેલું તે પૂરું કર્યું. ને મને પેલા દારૂડિયા દોસ્તે આ ધંધો ન શીખવ્યો હોત તો તારી ને મારી ભગવાન જાણે શી વલે થાત! હવે સૂઈ જા, બચ્ચા!'

ગીબી રજાઈ ઓઢીને સૂઈ ગયો, ને અંદરથી ડોકિયું કરી બાપની પીઠ જોવા લાગ્યો. સર જ્યોર્જે અડધોએક કલાક દારૂ પીધાં કર્યો. પછી એકાએક ઊઠી, પથારી તરફ મોઢું કરી, પેટી પર ઘૂંટણિયે પડ્યો ને કણસતાં કણસતાં બોલવા લાગ્યો:

'હે ભગવાન, હું નરકનું દુઃખ ભોગવી રહ્યો છું. હે નાથ, હું શેતાનના પંજામાં ફસાઈ ગયો છું. દારૂ મને એના ફંદામાંથી છૂટવા દેતો નથી. એને માટે તું મને સજા કરીશ, હે નાથ? એમ કરવાથી તને શો લાભ થશે તે તો હું નથી જાણતો. પણ તું જે કરીશ તે સારું જ હશે. મને એટલું જ થાય છે કે મેં તારી ઇચ્છાનો અનાદર ન કર્યો હોત તો કેવું સારું થાત! હવે શું થાય. તું મને શી સજા કરીશ, મને કોણ મદદ કરે, એ કશું હું જાણતો નથી. તું તો બધું જ જાણે છે, હે નાથ. એટલે તને ખબર છે કે મારા પેટમાં છાંટો પાણી ન જાય ત્યાં સુધી મારાથી વિચાર પણ કરી શકાતો નથી. એકવાર શરૂ કર્યું કે પછી વધારે પીધા વિના રહેવાતું નથી. હે ભગવાન, દારૂથી હું આવો પશુ બની જઈશ એવી

તને જો ખબર હતી, તો દારૂ જેમાંથી બને છે એ ચીજો તેં શા સારુ બનાવી?'

આટલું બોલી તેણે દારૂનો મોટો ઘૂંટડો ભર્યો, ને આગળ કહેવા માંડયું:

'હે પ્રભુ, મારે માટે કશી જ આશા નથી શું? એમ કેમ બને? હે નાથ, શેતાનના પંજામાંથી મારો છુટકારો કર. હે ભગવાન! હે પ્રભુ! હું લાચાર બની જાઉં છું. મને નરકમાં ન મોકલીશ.'

આટલું કહેતાં કહેતાં એની જીભ થોથરાવા લાગી. તે ઊંહકારા કરતો સામે ખાટલા પર પડ્યો, ને તેનો અવાજ ધીરેધીરે બંધ પડી ગયો. ગીબીએ એનો એકેએક બોલ સાંભળ્યો હતો. બોલવાનું બંધ થયું એટલે તેને ઊંઘ આવી ગઈ.

થોડીક વાર ઊંઘીને ગીબી જાગ્યો ત્યારે ઘોર અંધારું હતું, ને તે બાપની સોડમાં સૂતેલો નહોતો. હાથ લાંબો કરી ફાંફાં મારવા જતાં બાપનું માથું હાથમાં આવ્યું. એણે ઊઠી બાપને જગાડવાનો, ને ન જાગે તો ખાટલા પર લાવવાનો, પ્રયત્ન કર્યો. પણ એમાંયે કંઈ વળ્યું નહીં, ને સર જ્યૉર્જનું શરીર ઊલટું જમીન પર ઢળી પડ્યું. બીજો ઉપાય નથી એમ જોઈ ગીબીએ ખાટલા પરથી ઓસીકું ખેંચી આણી બાપના માથા નીચે મૂક્યું. એને ગોદડી ઓઢાડી, ને તેમાં ભરાઈ જઈ, બાપની સોડમાં ઊંઘી ગયો.

તે રાતમાં ફરી જાગી ઊઠ્યો ત્યારે ટાઢ ખૂબ વાવા લાગી, તે ઉડાડવા અનેકવાર ઊઠબેસ કરી. પણ જરાયે અવાજ ન થવા દીધો. બાપા ઊંઘતા હતા ખરાને! કાતરિયામાં અંધારું નહોતું, કેમકે આકાશમાં ચંદ્ર ઊગ્યો હતો. જરા હૂંફ વળી એટલે ગીબીએ બાપ સામે નજર કરી. મોંનો આવો વિચિત્ર દેખાવ તો એણે ક્યારેય જોયો નહોતો. તે બાપના પર પડ્યો; તો મોઢું ઠંડુંહિમ લાગ્યું.

તેણે ડરતાં ડરતાં બાપને ખેંચીને હલાવ્યો, પણ તોયે બાપ જાગ્યો નહીં. એ તો ઇશ્વરના દરબારમાં હિસાબ આપવા પહોંચી ગયો હતો.

પણ ગીબીને મોત કેવું હોય ને કેમ આવે એની કશી ખબર નહોતી, એટલે એણે તો જગાડવાનો પ્રયત્ન ચાલુ જ રાખ્યો. છેવટે જોયું કે બાપનું મોઢું ફાડેલું છે છતાં એમાંથી શ્વાસ આવતો નથી. એટલે એનું હૈયું ફાટવા લાગ્યું. પણ બાપની આંખ ઉઘાડીને અંદરનો દેખાવ જોયો પછી તો એ અનાથ બાળકની નિરાશાની ચીસથી આખું ઘર ગાજી ઊઠયું.

## ૨

## શહેર છોડયું

દિવસો જતાં ગીબીનું દુઃખ ઓછું થયું, ને તે પહેલાંની પેઠે શેરીઓમાં ફરવા લાગ્યો. પણ પિતા જતાં એનું સ્વર્ગનું સુખ ગયું હતું. શેરીઓ, લોકો, દુકાનો, ઘોડા, કૂતરાં, ને ભૂખ લાગે ત્યારે આનાવાળાં પાંઉ, તો એનાં એ જ હતાં. પણ પિતા વિના ગીબીને એ બધામાંથી અડધો આનંદ ઊતરી ગયો હતો. લોકો પહેલાંની પેઠે જ એના પર દયા લાવીને એને આનો, પાંઉનો ટુકડો, માંસની કાતળી, કે જૂનું પાટલૂન એવું એવું આપતા. જોડા કોઈ આપતું નહીં, ને ગીબીને એની જરૂર કે ઇચ્છા પણ નહોતી. ગીબી ખાવા-પીવાની ચિન્તા રાખતાં કદી શીખ્યો નહીં. પણ બાપની સોડમાં સૂતાં જે સુખ મળતું તે કોણ આપી શકે? જયોર્જ ભલે દારૂડિયો હતો, પણ હતો તો બાપને!

કેટલાક લોકોએ થોડાક પૈસા ભેગા કરી, ગીબીને સુધારવાના વિચારથી, એને વરસ માટે એક બાઈની પાસે મૂકયો. બાઈ નિશાળ

ચલાવતી; તેમાં છોકરાં રાગડા કાઢતાં કંઈક ભજન શીખતાં હતાં. ગીગી તો ખુલ્લી હવા, કુદાકુદ, મોકળાશ એ બધાને ટેવાયેલો. એને ગોંધાઈ રહેવાનું ગમે? વળી એણે માણસોના ચહેરા પર દયાનો ભાવ જોયેલો. એવો ભાવ આ બાઈના ચહેરા પર નહોતો. એટલે એણે તો એક રાત એના ઘરમાં સૂઈને વળતી સવારે દોટ મૂકી; ને પાછો પતંગિયાની પેઠે શહેરમાં ફરતો થઈ ગયો.

તે સૂઈ ક્યાં રહેતો? ઉનાળામાં ગમે ત્યાં. શિયાળામાં જ્યાં ગરમાવો ને હૂંફ મળે ત્યાં. ક્યારેક કોઈ ભઠિયારાની ભઠ્ઠી પાછળ લાંબો થતો. ક્યારેક આટાની ચક્કીના એંજીનની ભઠ્ઠીમાં સળગાવવાના ઘાસમાં દટાઈ જતો. ક્યારેક પાણીની ટાંકીના એંજીનની ભઠ્ઠી પાસે પડી રહેતો.

તમે પૂછશો, કોઈ એને પોલીસને ન સોંપતું? એના મોઢા પર એવી મીઠાશ હતી કે એને પોલીસને સોંપવાનું મન જ કોઈને ન થાય. પોલીસ એને પકડીને કરે પણ શું? એણે કોઈને કદી નુકસાન કર્યું નહોતું. કોઈની એક સળી સરખી ઉઠાવી નહોતી. વળી એનામાં ખોવાયેલી ચીજો ખોળી કાઢવાની કંઈ અજબ આવડત હતી. એટલે પોલીસને તો ઊલટી કેટલીકવાર એની મદદ મળતી જે ચીજો જડે તે ગીગી પોલીસને સોંપી દેતો. પછી એનું શું થતું એની પૂછપરછ એણે કદી કરી નહોતી. એ જાણવાની એને દરકાર પણ નહોતી.

એ સિવાય એક બીજો પણ ગુણ એનામાં હતો. એ ગુણ કેળવવાનો પ્રસંગ એને બાપના જીવતાં મળ્યો હતો. એ વાતની એને લત્તે હતી એમ કહીએ તો ચાલે. પહેલાં જેમ બાપને લઈ જતો તેમ હવે બીજા દારૂડિયાને જોતાં તેને જો એમ લાગે કે એની સુધબુધ ઠેકાણે નથી, તો છેક ઘરના બારણા સુધી પહોંચે ત્યાં સુધી તેનો સાથ છોડતો નહીં. એને માટે તે મોડી રાત સુધી ઉજાગરા પણ કરતો. પોલીસ કહેતી કે શહેરમાં કોણ કોણ દારૂ પીએ છે, તે ક્યાં રહે છે, એટલું જ નહીં પણ ક્યાં જઈને પીએ છે, એ

બધાની ગીબીને ખબર છે. એ અભાગી લોકોની ભાળ રાખનાર એ ઈશ્વરે મોકલેલો દેવદૂત હતો. જેમની તે આટલી બધી સેવા કરતો તે માણસોને એ કોણ છે, ને ક્યાં રહે છે એ વાતની કશી જ જાણ નહોતી; આવો એક છોકરો પોતાને પહોંચાડી જાય છે એ ભાન પણ એમાંથી જવલ્લે કોઈને રહેતું હશે. એ કામ માટે આભાર ક્વચિત જ મળતો. આનો બે આના તો કદી મળતા નહીં. ઊલટું ઘણીવાર ગાળ ને વધારામાં માર મળતાં ખરાં. પણ એનું શરીર એટલું ચપળ હતું કે મુક્કો પડવા આવે ત્યાં તો એ દૂર ભાગી ગયો હોય.

શિયાળાની ટાઢ ગઈ ને ઉનાળો આવ્યો એટલે તો તેને ગમે ત્યાં સૂવાની છૂટ થઈ ગઈ. કેટલીકવાર તો તે કબ્રસ્તાનમાં, કે બંદર પર વહાણમાંથી માલ ઊતરતો હોય ત્યાં આખી રાત જાગતો પણ ખરો; અથવા ક્યારેક રાતે ફર્યાં કરતો. આમ કરતાં તેને આકાશનાં તારા ને નક્ષત્રો જોવાની ટેવ પડી. રાતે બગીચાઓમાંથી ફૂલોની ઓર સુગંધ આવતી. ઉનાળામાં 'સ્ટ્રોબેરી'નાં ફળ ઢગલે ઢગલા થાય, એટલે ક્યારેક તે પણ ખાવા મળતાં.

ગીબી હવે કોલને ત્યાં કદી જતો નહીં. ત્યાં એનો બાપ તો હોય નહીં. એટલે એને જતાં ડર પણ લાગતો. કોલને અંતરમાં ઊંડે ઊંડે એમ તો થતું જ હશે કે સર જ્યોર્જના મોતમાં ને આ છોકરાની બૂરી હાલતમાં મારો પણ કંઈક ભાગ તો ખરો જ ને! ગમે તેમ પણ જ્યોર્જના મરણ પછી એનું ગાડું પાટા પરથી ઊતરી ગયું. તેણે જે મર્યાદા રાખી હતી તે તૂટી ગઈ. હવે તે સ્ત્રીઓને દારૂ આપતી, જુગાર રમાવા દેતી, ને ધિંગાણું થતું રોકતી નહીં. દુકાન બદલી બીજા લત્તામાં ગઈ ત્યાં તો કેટલીકવાર કજિયા ને મારામારી થતાં, ને લોહી પણ રેડાતું. બાપના મરણ બાદ વરસેક પછી ગીબીને કોલ અચાનક મળી ગઈ, તે પછી તે તેને ત્યાં આવતો જતો થયો. કોલની અવદશા જોઈ તેને મનમાં તો દુઃખ થયું, પણ કરે શું?

આવી સ્થિતિમાં પણ ગીબી શુદ્ધ ને પ્રામાણિક કેમ રહી શકયો ? એનું કારણ એક જ હતું. ઇશ્વરે એનામાં માણસો પ્રત્યેના પ્રેમનું જે બીજ વાવ્યું હતું તેનો વિકાસ ઝપાટાભેર થઈ રહ્યો હતો. માણસનું મોં જોતાં જ તેના હૃદયમાં પ્રેમનો ઝરો ફૂટતો. આવો મનુષ્યપ્રેમ સહુમાં ઓછોવત્તો હોય છે. નથી કોનામાં હોતો ? પણ ગીબીમાં તે તરી આવતો હતો. ગીબીને એકલાં મનુષ્ય પ્રત્યે નહીં, જાનવરો પ્રત્યે પણ પ્રેમભાવ હતો. કેટલીકવાર તે ગરીબ લત્તામાં રસ્તે ચાલ્યો જતો હોય, ને પાંજરામાં પૂરેલો પોપટ જોવામાં આવે. આ નાનકડા માનવ–પંખીને છૂટા ફરવાની સ્વતંત્રતા એટલી બધી વહાલી હતી કે એને આ પીંછાંવાળા પંખીને બંધનમાં પડેલું જોઈ દયા આવતી. એવા કેદીને જોઈ તે ઘણે ભાગે તો નાસી જતો. કેટલીકવાર ઊભો રહી પેલા પંખીને દિલાસો આપતો. એકવાર તો એક નાની દુકાન બહાર લટકતું પાંજરું ઉઘાડી અંદર પુરાયેલી મેનાને ઉડાડવા જતાં જ પકડાઈ ગયેલો. એની જગાએ બીજો કોઈ હોત તો પાંજરાના માલિકે એને ચૌદમા રતનનો સ્વાદ ચખાડયો હોત. પણ ગીબીને જોયો એટલે તેની સામે સહેજ હસી પાંજરું એ હાથ વધારે ઊંચું લટકાવી દીધું. જે છોકરાના હૈયામાં આવો પ્રેમ ભરેલો હોય, ને જેને આવાં આવાં અનેક સેવાનાં કામ કરવાનાં હોય, તેને નવરાશ કયાંથી મળે ? ને નવરાશ ન મળે તો બૂરા વિચાર એના મનમાં પેસે કયારે ? ને બૂરી ટેવો પડે કયારે ?

ફ્રોલને ત્યાં એકવાર એને સાંબો નામના એક હબસી ખલાસી સાથે દોસ્તી થઈ. સાંબો થોડા દિવસ માટે ત્યાં રહેલો હતો. તેનું શરીર પહાડ જેવું મજબૂત હતું. પણ એનો સ્વભાવ બહુ ભલો હતો. રસ્તે તોફાની છોકરા એની કાળી ચામડી જોઈ હાંસી કરે તો એ ફક્ત તેમની સામે હસી એના ચકચકતા સફેદ દાંત દેખાડે. ગીબી માટે એને ઘણું વહાલ ઊપજ્યું હતું, ને ગીબી પણ એના પ્રત્યે એવો જ ભાવ રાખતો.

સાંબો કદી જુગાર રમવા બેસતો નહીં. એકવાર સહેજ

મશ્કરીમાંથી મામલો વીફર્યો, ને વાત મારામારી પર આવી ગઇ. જુગારીઓને સાંબોએ તે વેળા તો હઠાવ્યા, ને ગીબીને સાથે લઇ સૂવા ગયો. મધરાતે ઊઠીને ગીબી જુએ છે તો પોતે એકલો. તેને લાગ્યું જાણે મારા બાપા બીજીવાર મરી ગયા; કેમકે એ સૂઇ*રહ્યો ત્યારે તો સાંબોની સોડમાં હતો. તપાસ કરી તો જોડેની ઓરડીમાં મારામારી ચાલતી હતી. એટલામાં લોહીની ધાર છૂટી, ને લડનારા નાઠા. ગીબી તે તરફ દોડયો. 'હે ભગવાન ઇસુ!' એ શબ્દો તેને કાને પડયા, ને પછી કશું સંભળાયું નહીં. એ સાંબોના આ સંસારમાં છેલ્લા શબ્દો હતા.

ઓરડામાંનો દેખાવ જોઇ ગીબી થોડીક ક્ષણ તો સ્તબ્ધ થઇ ગયો. પછી શું બન્યું એ એને યાદ રહ્યું નહીં. એને ભાન આવ્યું ત્યારે તો એ રસ્તા પર પવનની પેઠે નાસતો હતો. પરોઢ થવા આવ્યું ત્યારે એ ડાવર નદીના પુલ પર હતો. પોતે ક્યાં જતો હતો તેની તેને ખબર નહોતી. માત્ર તેને હવે શહેર છોડીને ચાલ્યા જવું હતું. ગઇ રાતના જેવો દેખાવ તેણે કદી જોયો નહોતો. પાપ ને બૂરાઇનું પહેલવહેલું ભાન તેને કાલે રાતે થયું હતું. વહાણું વાયે તો તે એટલો દૂર પહોંચી ગયો કે હવે શહેરના કેટલાક મિનારા જ દેખાતા હતા. પણ હવે જવું ક્યાં? એકાએક તેને પિતાનો શબ્દ યાદ આવ્યો: 'ડાવરકાંઠો'. 'આ જ ડાવરકાંઠો. લાવ હજુયે આગળ ચાલ્યો જાઉં.' તેણે પગ ઉપાડ્યા. વિશાળ, કાળી ને ભેંકાર ડાવર નદી બીજી બાજુ વહી જતી હતી.

શહેરમાં પોલીસે ખૂનની તપાસ કરી તેની સાથેસાથે ગીબીને માટે પણ ખોળંખોળા થઇ રહી. ગીબી રાતે તો સાંબોની સાથે સૂતો હતો, અને ગયો ક્યાં? પોલીસ શહેરનો ખૂણેખૂણો શોધી વળી. ગીબી શહેર બહાર ચાલ્યો ગયો હોય એવો તો ખ્યાલ જ કોઇને ન આવ્યો.

૩

# વનની વાટે

ગીબી હવે ઘર વિનાનો થયો હતો. માણસો વિનાની દુનિયા તેણે આજ લગી જોઈ નહોતી. એ માણસોની દુનિયા છોડીને તે ભાગ્યો હતો. તેને જિંદગીમાં પહેલી જ વાર લાગ્યું કે હું એકલો છું ને મારું કોઈ નથી. એપ્રિલ માસના છેલ્લા દિવસો હતા. હવા તાજી હતી. વરસાદનું એક ઝાપટું આવી ગયું હતું, ને બીજાની તૈયારી હતી. સૂર્યોદયનો વખત થયો. ગીબીએ સૂર્ય આથમતો જોયેલો, ઊગતો કદી જોયો નહોતો. શહેરનાં કેટલાં છોકરાંએ જોયો હશે? અરુણોદયનો લાલચોળ રંગ જોઈ એને રાતે સાંબોના ગળામાંથી વહેતું લોહી યાદ આવ્યું; તેણે ચીસ પાડી, ને સૂરજ સામે હાથ અફાળ્યા. શહેરમાં તેણે ઝાડ જોયાં હતાં. દરિયો પણ જોયેલો. પણ વન કદી જોયું નહોતું. ભીની થયેલી ધરતીમાંથી મીઠી સોડમ છૂટતી હતી, તે તેને નવી લાગી. એને તો મનમાં એક જ રટણ હતુંઃ ડાવરને કાંઠે કાંઠે ચાલ્યા જવું. નીચે ડાવર વહી જતી હતી. તેનું વહેણ ક્યાંક ઊંડું ને શાંત હતું; તો ક્યાંક છીછરું હતું, ને તેના પર મીઠા હાસ્યના જેવી લહેરો આવી જતી. ધોરી રસ્તાની એક બાજુ નદીની સીધી ધસ હતી; ને બીજી બાજુ ખેડેલાં ખેતરો ને ઝાડી હતાં. રંગબેરંગી ને ખુશબોદાર ફૂલો નજરે પડતાં હતાં. આટલું ચાલ્યા પછી ગીબીને ભૂખ તો લાગવા માંડી હતી. પણ આ વગડામાં ખાવાનું ક્યાંથી મળે?

આગળ જતાં ઘર આવવા લાગ્યાં. વાડીઓ આવતી ગઈ. ખેતરો આવ્યાં. પણ ગીબીને ક્યાંયે ખાવાનું માગવાનું સૂઝ્યું નહીં. ઘર શહેરનાં ઘર જેવાં નહોતાં, ને એને ગમ્યાં નહીં. ખાવાનું માગવા જાય ને ના પાડે તો? છેવટે એક સલગમ (એક કંદ)નું ખેતર આવ્યું. ત્યાંથી તેણે પીળાંપીળાં સલગમ ઉપાડાય એટલાં લીધાં,

ને આગળ ચાલ્યો. ચાલતો જાય ને સલગમ ખાતો જાય. આમ સલગમ લેવામાં કશું ખોટું કર્યું છે એવો ખ્યાલ જ એને નહોતો. શહેરમાં એણે કદી ચોરી કરી નહોતી. આમ જતો હતો ત્યાં રસ્તાની બાજુમાં ગાયો ચરાવતી એક નાની છોકરીની નજર એના પર પડી, ને એને સલગમ ચાવતો જોઈ તેને દયા આવી. તેની પાસે ઓટનો રોટલો હતો તેમાંથી બટકું આપ્યું તે ગીબોએ રાજી થઈને લીધું. આગળ જતાં એક વહેળો આવ્યો એમાંથી ચોખ્ખું પાણી પીધું.

ચાલતાં ચાલતાં સાંજ પડી ને અંધારું થવા આવ્યું એટલે સૂવું ક્યાં એ સવાલ ઊભો થયો. એટલામાં એક વાડીનો દરવાજો આવ્યો. તેના પર ચડીને જોયું તો નાના ઘર જેવું એક લાકડાનું પાંજરું પડયું હતું. તેમાં સરસ પરાળ પાથરેલું હતું. ગીબીને થયું તો ખરું કે આ કૂતરાને રહેવાની જગા છે. કૂતરાની સાંકળ પણ જોઈ. તોપણ તે અંદર પેઠો, ને જેટલું ઘાસ શરીર પર નંખાય એટલું નાખી ઘસઘસાટ ઊંઘી ગયો. થોડી વારમાં કૂતરો પણ આવીને દાખલ થયો. તેના અવાજથી ગીબી જાગ્યો, ને જુએ તો મોટો ડાઘિયો! શહેરમાં એકબેવાર કૂતરાં એને કરડેલાં, એટલે કૂતરાંથી એ ડરતો. બહાર નીકળી નાસી જવા જાય ત્યાં તો કૂતરાએ પણ પાછળ જવા મોઢું કાઢયું. હવે ગીબીએ એક નવી જ યુક્તિ કાઢી. તેણે જોરથી ભસવા માંડયું. તે સાંભળી કૂતરો તો સ્તબ્ધ જ થઈ ગયો. કૂતરાનો ગભરાટ જોઈ ગીબી ખડખડાટ હસવા લાગ્યો. પછી બે દોસ્ત એકબીજાને ગેલ કરવા લાગ્યા. ગીબીએ કૂતરાને બાથ ભરી, તેને થાબડવા માંડયો, ને બચ્ચીઓ કરવા માંડી. થોડી વારમાં તો બંને જોડાજોડ સૂઈ ને ઊંઘી ગયા

કોકનાં પગલાં વાગ્યાં એટલે ગીબી પાછો જાગ્યો. એક બાઈ આવીને કૂતરા માટે કંઈક ખાવાનું મૂકી ગઈ. કૂતરાએ તો લાકડાની મોટી વાડકીમાં મોં ઘાલી સપાટાબંધ ખાવા માંડયું. ગીબીને પણ ભૂખ તો હતી જ. ઓટમીલની ઘેંસ ને દૂધ જોઈ તેના

મોંમાં પાણી છૂટયું. પણ પેલો કૂતરો હમણાં તો બધું સાફ કરી જવાનો! વાર લગાડી કે ખલાસ! ગીબીએ હાથમાં મોટા કોળિયા લઈ ખાવા માંડયું. કૂતરો ન ભસ્યો, કે ન તેણે ગીબીનો હાથ ખસેડી નાખ્યો, પણ ખાવાની ઝડપ વધારી, ને જોતજોતામાં તો વાડકીનું તળિયું ચાટવા લાગ્યો. ગીબીને મળ્યા તો થોડાક જ કોળિયા; પણ આવું સારું ખાવાનું એને આજે આખા દહાડામાં મળ્યું નહોતું. ખાઇને બંને દોસ્ત જોડાજોડ, એકબીજાના હાથપગ ભેગા કરીને, સૂઈ ગયા.

સૂર્યોદય થયે ગીબી ઊઠયો. કૂતરાના આતિથ્યનો બદલો વાળવા તેનો પટો છોડયો એટલે કૂતરો દોડતો દોડતો અલોપ થઈ ગયો. ગીબીએ પણ રસ્તો માપવા માંડયો. નદી તો આખે રસ્તે અવાર-નવાર દેખાયા જ કરતી રહી.

બીજે દિવસે એને રખડુ ભિખારીનું એક કુટુંબ મળ્યું તેણે પેટ ભરાય એટલું ખાવાનું આપ્યું. ગીબીનું રૂપાળું મોં જોઈ એને રાખી લેવાનો ને ભીખ માગવામાં એનો ઉપયોગ કરવાનો એ લોકનો વિચાર હતો. પણ ગીબી એમનો ઇરાદો એમનાં મોં પરથી કળી ગયો, ને મધરાતે જ એ લોકોના ચીંથરિયા તંબૂમાંથી ઊઠીને ચાલતો થયો. એક જગાએ છોકરી ગાય દોહતી હતી. ગીબીએ ગાયો જોયેલી, પણ તેના આંચળમાંથી દૂધની સેરો ફૂટે એ દેખાવ એને માટે નવો હતો, એટલે તે જોવા ઊભો રહ્યો. એને મોં ફાડીને ઊભો રહેલો જોઈ છોકરીને એટલું બધું હસવું આવ્યું કે તોફાની ગાયે લાત મારી દૂધની તાંબડી ઊંધી વાળી. જમીન પર દૂધનાં ખાબડાં ભરાયાં. તે જોઈ ગીબી નીચો પડી વાછડાની પેઠે બચબચ કરતો દૂધ પીવા લાગ્યો. દૂધ ઢોળાઈ ગયું એનો ઠપકો મળશે, એ વિચારથી છોકરીને દુ:ખ થયું. પણ વધારે દુ:ખ તો આ બાળકને એટલો ભૂખ્યો જોઈને થયું. એને ઊભો રાખી તે ઘરમાં ગઈ, ને રોટલાના બે મોટા કકડા લાવી એને આપ્યા. આમ ગીબીને કયાંકથી ને

ક્યાંકથી ખાવાનું મળી રહેતું. પીવાના પાણીની તો ખોટ જ નહોતી. સૂવાની જગાનો પણ વનમાં તોટો નહોતો. આમ ગીગીના દિવસો જવા લાગ્યા ને રસ્તો કપાવા લાગ્યો. નદી દહાડે દહાડે નાની નાની થતી જતી હતી. ગીગી હવે કુદરતના એકાંતથી સારી પેઠે ટેવાયો હતો. હવે તેને એકલા ફરતાં ને સૂતાં બીક નહોતી લાગતી. સાદામાં સાદાં ફૂલો પણ તેને સુંદર ને સુશોભિત લાગતાં. પવન એનો મિત્ર હોય એમ એને સુવાસ આપતો, ને એના ગાલ પર મીઠી ચૂમી લેતો. આવી ચૂમી એને આજ સુધી કોઈએ લીધી નહોતી.

એક દિવસ સાંજે એક વાડીનો દરવાજો ઠેકી તે અંદર ગયો, ને સુંવાળું ઘાસ ઊગેલું હતું તેમાં સૂઈ ગયો. રાતે જાગ્યો ત્યારે ચંદ્ર આકાશમાં ઊંચે ચડેલો હતો. તેના અજવાળામાં તેણે ઘાસના પૂળા ઊંચા ગોઠવી રાખેલા જોયા. ટાઢ વાઈ એટલે પૂળા વચ્ચેની બખોલમાં ભરાઈ ઊંઘી ગયો. પૂળાની એક બાજુ નાના ઘર જેવું હતું, ને તેને બે બારણાં હતાં. તેમાંનું એક આડું ખસેડીને ઉઘાડી શકાય એવું હતું. એ બિલાડીને રહેવાનું ઘર હતું. અનાજના કોઠારમાં ઉંદર રંજાડ કરે, પણ બિલાડી સુરક્ષિત. એ તો ઊલટી ઉંદરને સાફ કરે. એટલે એને કોઠારમાં રહેવાનું મળે. માત્ર દૂધના કોટલાનું બારણું વાસેલું રાખવું જોઈએ. ગીગી જેમતેમ કરીને આ બિલ્લીઘરમાં પેઠો, ને ઘાસમાં સૂઈ રહ્યો. મોડી રાતે બે માણસો અનાજ કૂટીકૂટીને તેમાંથી દાણા કાઢવાનું કામ કરવા આવ્યા, ને થોડુંક કામ કરી પાછા ગયા. સવારે ઊઠ્યો ત્યારે ખાવાનું શોધી જોયું, પણ કંઈ મળે નહીં. કોઠારના ઉપલા ભાગમાં ઘાસથી ભરેલું ખુલ્લું માળિયું હતું ત્યાં ચડ્યો. ત્યાંથી એક છાજલી પર કેટલીક પનીર પડી હતી ત્યાં પહોંચાતું હતું, એટલે તેમાંથી પનીર લઈને ખાધી. ત્યાં તો પેલા માણસો પાછા આવ્યા. ઊતરીને બહાર જવાનું મન તો ઘણું હતું, પણ હવે જવાય કેમ કરીને? એટલે માળિયા પર જ પડી રહ્યો. છેવટે થાકીને માળિયાની બીજી તરફ શું છે એ જોવા

નજર નાખી, તો ત્યાં ઘોડા બાંધેલા દીઠા. એમાં એક તો સુંદર ધોળો ઘોડો હતો. થોડી વારે એક માણસ તબેલાનું બારણું ઉઘાડી અંદર આવ્યો, ને બે ઘોડાને છોડી લઈ જતાં બારણું ઉઘાડું મૂકી ગયો. ગીબી માળિયા પરથી તબેલામાં ઊતર્યો, ને બહાર દોડી ગયો. બહાર ખુલ્લું ખેતર હતું. ત્યાંથી પાસેના એક વહેળામાં પાણી પીવા પહોંચી ગયો.

## ૪

## મા મળી

પાણી પીતાં પીતાં એને વહેળો ક્યાંથી આવે છે એ શોધી કાઢવાનું મન થઈ આવ્યું, એટલે તેને કાંઠે કાંઠે ચાલ્યો. આ વહેળો તો બહુ દૂર લઈ જશે એમ લાગ્યું. એટલે બીજું એક નાનું વહેળિયું એને મળતું હતું તેને કાંઠે કાંઠે ચાલવા માંડ્યું. સહેજ આગળ જતાં એક પુલ આવ્યો. તેની સામી બાજુ લોખંડનો દરવાજો હતો. તેની બે બાજુ બે થાંભલા હતા, ને તે દરેક પર પથ્થરનું ઘડેલું વરુનું માથું હતું. ત્યાંથી આગળ રસ્તો સીધો નહોતો. ક્યારેક વહેળાના પાણીમાં ચાલવું પડતું. તો ક્યારેક એની ઊંચી પથરાળ ધસ પર થઈને જવું પડતું. કોકવાર એકાદ ખેડેલું ખેતર પણ આવી ચડતું.

આટલી રખડપાટ પછી ગીબીનો દેખાવ કેવો હતો એનું સહેજ વર્ણન આપવું સારું છે. પોશાક કહી શકાય એવું કંઈ એને શરીરે નહોતું કહીએ તો ચાલે. પગમાં જોડા તો નહોતા જ. પાટલૂનનો પગનો ભાગ ફાટીફાટીને લગભગ ઘાઘરીનો આકાર થવા આવ્યો હતો. આગલો ને પાછલો ભાગ જુદા ઓળખાય એટલી નિશાની

રહી હતી એટલું જ માફ. એટલા ભાગમાં પણ અનેક કાણાં પડેલાં હતાં. શરીરે ખમીસ કે પહેરણ તો એણે કદી અંગે અડાડ્યું નહોતું. અંગ પર હતી માત્ર એક બાંયોવાળી બંડી, ને તે પણ કોઈએ ઊતરેલી આપી હતી. તેની બાંયો એટલી બધી લાંબી હતી કે હાથના પંજા બહાર રાખવાને ગીબીએ તે કોણી સુધી વાળી દીધી હતી. આ વાળેલી બાંયો જ ગજવાંની ગરજ સારતી. એ બે જ ગજવાં ગીબી પાસે હતાં; ને જે કંઈ ખાતાં વધ્યું હોય તે ગીબી એ ગજવાંમાં ભરી રાખતો. માથા પર ઊગેલા વાળના વનથી માથાને પૂરતું રક્ષણ મળી રહેતું. ટોપી કે ટોપ એને કદી મળ્યાં નહોતાં, ને એને જરૂર પણ પડી નહોતી. વાળ સોનેરી રંગના દેખાતા હોત, પણ તાપ, વરસાદ ને બરફની અસરથી રંગ થોડોક ઊડી ગયો હતો. છતાં, ધ્યાનથી જોનારને આ છોકરાની મુખમુદ્રા પર એક પ્રકારની અજબ શાંતિ દેખાય એમ હતું. એને 'જીવતી શાંતિ' કહીએ તોપણ ચાલે. જરૂર પડ્યે એના પર ચપળતાનો ભાવ પણ દેખાતો. હાથપગ નાના ને નાજુક હતા. શરીર ઘાટીલું, ને અંગો પ્રમાણસર હતાં.

આવો દેખાવ લઈને ગીબી ચડતો ચડતો પહાડ પર આવેલા માણસના એક છેલ્લા રહેઠાણ સુધી પહોંચ્યો. એ એક ઝૂંપડી હતી; ને જે વાડીમાંથી તે આવ્યો હતો તે વાડીવાળાની જ માલિકીની હતી. તેમાં રહેતો ઘરડો મજૂર સિત્તેર વરસનો હતો; ને ડોસી સાઠ વરસની હતી. એમને કદાવર છોકરા ને દેખાવડી છોકરીઓ હતાં, તે પહાડ નીચેની ખીણમાં જુદેજુદે ઠેકાણે નોકરી કરતાં હતાં. ખેડૂતોનો આ વર્ગ એક કાળે સ્કોટલૅંડનું નાક હતો. દેશની શક્તિ પણ એ વર્ગને લીધે જ હતી. હવે એમનાં નાનાં નાનાં ખેતર મોટા મોટા 'ફાર્મ'માં ભળીને અલોપ થઈ ગયાં છે.

ઝૂંપડી નાની હતી. પથ્થરના પાયા પર માટીની ભીંતો ચણેલી હતી. છાજ ઘાસ ને માટીનું હતું. પહાડના સખત પવનના ઝપાટા

અંદર પેસી ન શકતા, તેથી અંદરનો ભાગ સારો હૂંફાળો હતો. એક બારણા ઉપરાંત દોઢેક ફૂટની એક નાની બારી હતી. એક ખૂણે બળતણનાં લાકડાંનો ઢગલો પડ્યો હતો. આસપાસ પહાડના મોટા મોટા પથરા ખડકાયેલા હતા. એવા એક પથ્થર પર પગ મૂકીને જ ઝૂંપડીમાં જવાતું. પાછળ આવેલા પથ્થરમાં પોલાણ હતું ત્યાં ગાયની કોઢ કરેલી હતી. ઝૂંપડી જોતાં જ ગીબીનું મન તે તરફ ખેંચાયું. તેણે જઈને બારણું ખખડાવ્યું. અંદરથી જવાબ આવ્યો: 'કોણ છે? જે હોય તે અંદર આવો.' ગીબી આગળો ખસેડી અંદર ગયો.

અંદર ડોસી બેઠી હતી, તેના ખોળામાં ચોપડી પડી હતી. કામકાજ પરવારીને બેઠી હોય ત્યારે ચોપડી તો ખોળામાં હોય જ. ગીબીને જોતાં જ તે ઊભી થઈ. માના જેવા કરુણ સ્વરે તે બોલી ઊઠી : 'અરે, દીકરા! આટલે ઊંચે તું કેવી રીતે આવ્યો? દુનિયા તો પાછળ રહી ગઈ. અહીં તારે શું જોઈએ છે? મારી પાસે તો કશું નથી.'

બાળક પાસે એના મોહક સ્મિત સિવાય બીજો જવાબ નહોતો. જેનેટ ક્ષણભર એને મૂગી મૂગી જોઈ રહી. એ મા હતીને! એના હૃદયમાં વહાલ ઊભરાઈ આવ્યું. ગીબી આવ્યો તે ક્ષણે જ એ બાઇબલમાંથી ભગવાનનાં આ વચન વાંચતી હતી : 'તેં મારા નાનામાં નાના ભાઈની સેવા કરી છે, એટલે મારી જ સેવા થઈ છે એમ સમજજે.' પળવાર તો જેનેટના મનને એમ જ થઈ ગયું જાણે સાક્ષાત્ પ્રભુ મારે ત્યાં પધાર્યા છે. રૉબર્ટ ઘેટાં ચારવા જતો ત્યારે તે એકલી પહાડ પર બેઠી હોય, કે રાતે જાગતી પથારીમાં પડી હોય, ને ઝૂંપડીની આસપાસ પવન સુસવાટા કરતો હોય, ત્યારે એક વિચાર એને ઘણીવાર આવતો : ભગવાન કોક દહાડો અમારા જેવાં એકલાં પડેલાં ઘેટાંની ભાળ કાઢવા એકલા નહીં ચાલ્યા આવે? ને અમને એમ નહીં કહે કે 'તમે ભલેને ગમે તેટલા ઊંચા પહાડ

પર કે નીચી ખીણુમાં હો તેથી શું? તમે મારી નજર બહાર તો નથી જ ને?' હવે મોં સામે આ બાળક ઊભો હતો. એ ભગવાન હોય કે ન હોય, પણ ભૂખ્યો તો લાગતો હતો. ભગવાનના ભૂખ્યા રહેતા દરેક બાળકના દેહમાં એ અંતર્યામી જ ભૂખ્યો બેઠો હોય છે, એ કોણ જોઈ શકે છે?

ગીબી તો શાન્ત સ્થિર નજરે જેનેટ સામે જોતો ઊભો જ રહ્યો હતો. તેના મનમાંથી બીક ઊડી ગઈ હતી. સામે જાણે એની મા જ ઊભી ન હોય! જેનેટના હૃદયમાં ભક્તિ ઊભરાઈ આવી. તે ભક્તિમાં તરબોળ થઈ ગઈ. તેનું માથું આપોઆપ નમ્યું. તે બાળકનો હાથ ઝાલી, પોતે જેના પર બેઠેલી તે ઘોડી પાસે લઈ ગઈ. એને ઘોડી પર બેસાડયો. સામે ટેબલ મૂકયું. તેના પર થાળીમાં ઓટના રોટલા મૂકયા, અડધી વાટકી મલાઈવાળું દૂધ મૂકયું, ને સામી ખુરસી મૂકી કહેવા લાગી :

'બેસ ને ખા. બચ્ચા, તું ભગવાન પોતે હોત—ને મને લાગે છે તું ભગવાન જ મારે રંકને બારણે આવ્યો છે, કેમકે તું ગરીબ ને નિરાધાર તો દેખાય જ છે—તોયે હું તને આથી સારું ખાવાનું ન આપી શકત. કેમકે તને ધરવા મારી પાસે બીજું કશું નથી.'

ગીબીને માટે તો એ દેવદૂતનો આહાર હતો. આટલી મીઠાશ તેને ખાવામાં ક્યારે આવી હતી? જેનેટ સામે ઘોડી પર બેઠી બેઠી ગૂંથવા લાગી.

એટલામાં તો બારણું ફડાફડ ઊઘડયું. એક કૂતરો ઘેટાના બચ્ચાને દાંતમાં ઘાલી લાવ્યો, ને તેને અધમૂઉં ડોસીના ખોળામાં મૂકયું. પળવારમાં એની મા પણ આવી પહોંચી. જેનેટે બચ્ચાને પથારીમાં સુવાડી ચાદર ઓઢાડી. બચ્ચું હજુ ધાવી શકે એવું નહોતું, એટલે લાકડાની મોટી રકાબીમાં ઘેટીનું દૂધ કાઢી બચ્ચા પાસે લઈ ગઈ. દૂધ બચ્ચાને કેવી રીતે પિવડાવ્યું એ ગીબી જોઈ ન શકયો.

ગીબી તો સપાટાભેર ખાઈને ઊઠ્યો, ને ઝૂંપડી બહાર નીકળી ગયો. જેનેટ આવીને જુએ તો ખુરસી ખાલી. પાસે માત્ર કૂતરો બેસી રહેલો. ડોસી બારણે ગઈ, પણ ગીબી તો ઝૂંપડી પાછળના પહાડ પર કેટલેય ચડી ગયેલો. જેનેટ પાછી આવી, ડોસો ઘેર આવે ત્યારે ખાવા માટે ફરી રોટલા ઘડવા બેઠી. રોટલા ઘડી ઘેટીનું દૂધ દોહ્યું, તેને ચરવા મોકલી, ને બાઇબલ લઈ પાછી વાંચવા બેઠી. પગ આગળ પેલું બચ્ચું બેઠું હતું. તેને ફલાલીનની ઘાઘરી ઓઢાડેલી હતી. વાંચતાં વાંચતાં જેનેટને થયું જાણે ઘેટાનું બચ્ચું એ જ પેલો હમણાં આવીને ખાઈ ગયેલો છોકરો છે. પછી થોડી વારે થયું જાણે બચ્ચું એ જ ભગવાન પોતે છે, ને એ જ મારું આતિથ્ય લેવા પધાર્યા હતા. તેણે નીચી નમીને પ્રાર્થના કરી કે 'હે પ્રભુ! હે સ્વામી! હે દીનાનાથ! તેં કહ્યું છે કે હું આવીશ. તો તું આવ, ને મારે રંકને ઘેર જમ.' જેનેટ વરસોથી દેવળમાં ગઈ નહોતી. એટલે દૂર જવા જેટલી શક્તિ એના પગમાં રહી નહોતી. પણ દરરોજ બાઇબલમાંથી ઇસુ ખ્રિસ્તની કથા ને તેમનો ઉપદેશ શ્રદ્ધાપૂર્વક વાંચતી. તેને મન ઇસુ જીવતા માણસ હતા; અને તે માનતી કે કોણ જાણે કેમ પણ એને હાક મારી હોય ત્યારે એ સાંભળે છે, ને આપણને જે મદદ જોઈએ તે મોકલે છે.

## ૫

## પહાડની ટોચ પર

ગીબી તો પહાડ ઉપર ચડ્યે જ ગયો. આગળ કેડી પણ રહી નહોતી, તોયે એ તો ચાલ્યો. ઉપર ચડાણ સીધું હતું, ને ખુલ્લા રાતા ખડક હતા, એની એને પરવા નહોતી. ગ્લેશગર પહાડની ઊંચાઈ તો ત્રણ જ હજાર ફીટ હતી, પણ આસપાસના બધા

પહાડમાં એનું ચડાણ વધારેમાં વધારે સીધું ને કઠણ હતું. નમતો પહોર થવા આવ્યો હતો. ગીબી તો છેક પહાડના શિખર પર જઈને ઊભો રહ્યો. આખી દુનિયા હવે એની નીચે દેખાતી હતી. હવા ઠંડી હતી, પણ ગીબીને ટાઢ ન વાઈ. તેને તો અપાર આનંદ થતો હતો. એ ભલે ચીંથરેહાલ હતો, પણ અહીં આખી દુનિયાને માથે—છેક ધરતીના મુગટ પર—ઊભેલો હતો! આ શાન્તિ ને એકાન્તમાં ધીરે ધીરે તેનું હૈયું ભરાઈ આવ્યું. તેને માથે આકાશનો અનન્ત વિસ્તાર હતો. એના મધ્યભાગમાં જગતના રાજા જેવો સૂરજ પ્રકાશતો હતો. પહાડના પડખામાંથી ખળખળ કરતાં ઝરણાં વહેતાં હતાં, તે જઈને ડાવરને મળતાં, ને એ નદી એમને દૂર દૂર લઈ જઈ સાગરમાં ભેળવી દેતી. પહાડ નીચે ખીણ, ખીણની પેલી પાર પહાડ, ને તેની પાર બીજા પહાડ, એમ આંખ પહોંચે ત્યાં સુધી ગિરિમાળા જ દેખાતી. ગીબીએ બેસીને ધરાઈ ધરાઈને જોયાં જ કર્યું. અહીં તે જગતના સિંહાસન પર હતો. ચોમેર અગાધ શાન્તિ હતી —જાણે હમણાં બોલી ઊઠશે! આ બાળકને જે અનુભવ થઈ રહ્યો હતો તેનું વર્ણન વાણી શું કરી શકે? એ અનુભવનો સ્વાદ તો જેણે ચાખ્યો હોય તે જ જાણે. પાછલાં વરસોમાં, ગીબીને જ્યારે જ્યારે ઈશ્વરનો ખ્યાલ આવતો ત્યારે ત્યારે ગ્લેશગરના શિખર પરની આ શાન્તિનું જ સ્મરણ થતું.

થોડી વારમાં ઓચિંતું વાદળ ઘેરાયું, વીજળીના ચમકારા થયા, ને ગાજવીજ થવા લાગી. ધરતી, પહાડ, ખેતર, ઝરણાં બધું અદૃશ્ય થઈ ગયું. જે ખડક પર તે બેઠો હતો તેની આસપાસનો થોડોક ભાગ જ દેખાય એવો રહ્યો. પવનના સપાટા શરૂ થયા. વરસાદની ઝડી પડવા લાગી. પાણી પહાડ પર થઈને વહેતું વહેતું ઝરણાંમાં જવા લાગ્યું. પણ ગીબીને ડર નહોતો. તે તો પથ્થર પકડીને બેસી રહ્યો. પછી તો એકાએક એને વાવાઝોડાનો કેફ ચડ્યો હોય એમ એ ઊઠીને નાચવા લાગ્યો. પણ તોફાન ઝાઝું ચાલ્યું નહીં. એકાએક જ

બંધ થઈ ગયું. સૂરજ ફરી પ્રકાશવા લાગ્યો, ને એક પણ વાદળું આકાશમાં રહ્યું નહીં. ઝરણાં ને વહેળામાં દોડતા પાણીનો ખળખળાટ જ સંભળાવો બાકી રહ્યો.

સાંજ પડી એટલે ટાઢ વાવા લાગી. ગીબી ઊઠ્યો ને ચાલવા તો માંડ્યું, પણ રસ્તો ભૂલ્યો. રખડતાં રખડતાં જેમતેમ કરીને પેલો રાતવાળો કોઠાર હાથ લાગ્યો. ત્યાં જઈ રાતવાળી જગાએ જ સૂઈ ગયો.

## ૬

## ગાયોનો ગોવાળ

કોઠારમાં ઘાસવાળા માળિયા ઉપરાંત બીજું પાટિયાંનું માળિયું હતું, ને તેની નીચે રસોડું હતું. તેના પર સૂતે સૂતે પાટિયાંની ફાટમાંથી ગીબી સવાર પડ્યે નીચેનો દેખાવ જોઈ શક્યો. કેટલીક વસ્તુઓ તેણે નવી જ જોઈ. એક મોટી ગોળી હતી. તેમાં વલોણું થતું જોયું. ગોળીમાં જે પ્રવાહી રેડાયું હતું તેના પર માખણનો મોટો ગોળો તરી આવ્યો. માખણને તો તે ઓળખતો હતો. વલોણું થઈ રહ્યા પછી રસોઈયણ વાડીના મજૂરોના શિરામણ માટે ઘેંસ કરવા લાગી. મોટા વાસણમાં પાણી ઊકળ્યું એટલે લાકડાની મોટી કથરોટમાંથી વાસણમાં ખોબે ખોબે લોટ નાખ્યો. ઘેંસ તૈયાર થવા આવી એટલામાં મજૂરો આવતા સંભળાયા. સહુએ સાથે બેસી ઘેંસ ને દૂધનો નાસ્તો કર્યો. એમાં એક છોકરો સહેજ જુદો બેઠો હતો. તે બાઈનો માનીતો હોય એમ લાગતું હતું. આ છોકરાનું મોં ગીબીને બહુ ગમી ગયું. ગીબીના પેટમાં તો ક્યારની ભૂખ લાગી હતી. ખાતાં વધેલું બધું એક વાસણમાં ભેગું કરવામાં આવ્યું. ગીબીને

લાગ્યું આ બપોરે ખાવા માટે રાખ્યું હશે. તે સાવ નિરાશ થઈ ગયો. બધાંના ગયા પછી માળિયા પરથી ઊતરી બહાર ગયો. જતાં જતાં મરઘાંનું ઘર જોયું. ત્યાં જ પેલી વધેલી ઘેંસનું વાસણ હતું. મરઘાં એમાંથી ચાંચો ભરીને ખાતાં હતાં. ગીબીએ પણ વાસણમાં હાથ બોળીબોળીને ખવાય એટલું ખાધું, ને તાજો થઈ પાણી પીવા વહેળા પર ગયો.

ગીબીએ નદીકાંઠાનો પ્રવાસ પાછો શરૂ કર્યો. એ રસ્તે જતાં એક સરસ બીડ આવ્યું. ત્યાં ગાયો ચરતી હતી. એક છોકરો ગાયો ચરાવતો હતો. ગીબીએ એને ઓળખ્યો. આ તો પેલો છોકરો જે સવારે નાસ્તો કરવા આવેલો ત્યાં ગીબીએ જોયો હતો. છોકરો ચોપડી વાંચતો હતો; ને અવારનવાર નજર ફેરવી, ગાયો કે વાછડાં ગોચર છોડી અનાજના ખેતરમાં ન ભરાય એની સંભાળ રાખતો હતો. ગીબી પાછળથી આવ્યો એટલે એને એણે જોયો નહીં. એટલામાં તો નાનાં અણીદાર શીંગડાંવાળી એક કાળી ગાય ધીરેધીરે ખેતર પાસે જઈને એકદમ ખેતર તરફ દોડી, ખેતર ને બીડ વચ્ચેની માટીની પાળ કૂદી ગઈ, ને પાકનો રંજાડ કરવા લાગી. ગીબીની નજર એ તરફ હતી, એટલે એ સડસડાટ કરતો તે તરફ દોડ્યો. એ જ પળે પેલા ગોવાળ છોકરાની નજર ચોપડીમાંથી આ ગાય તરફ ગઈ, ને તેણે પણ ડાંગ લઈને દોટ મૂકી. એને એ પણ બીક હતી કે પેલા બાળકને આ તોફાની શિંગાળી—એ ગાય શિંગડાંનો શસ્ત્ર તરીકે ઉપયોગ કરતી એટલે એનું નામ શિંગાળી પાડ્યું હતું —માર્યા વિના નહીં રહે. એણે ગીબીને બૂમ પાડીને ચેતવ્યો તો ઘણું, પણ ગીબીએ તે તરફ લક્ષ ન આપ્યું. નીડરપણે સેવા કરવાનો તેનો સ્વભાવ; ને ગાયને મારવા જેવું તો હાથમાં કંઈ મળે નહીં; એટલે એણે તો પોતાનું શરીર જ ગાયનાં શીંગડાં સામે ઝીંક્યું. આ અણધાર્યા હુમલાથી ગાય ચમકી ને પાછી વળી. પણ તે એક પળવારને જ માટે. સામે ડાંગ સાથે ગોવાળને આવતો જોયો, એટલે

ફરી પાછી વળી; ને રોષથી માથું નીચું કરી આગલા બે પગ વચ્ચે ઘાલી ગીબી સામે ધસવા જતી હતી ત્યાં તો ગોવાળ આવી પહોંચ્યો, ને એને જોરથી ફટકા પર ફટકા લગાવ્યા. ગાય દોટ મૂકીને પાછી બીડમાં જતી રહી. પોતે મોટી જીત મેળવી હોય એમ ડોનાલ ગ્રાન્ટે અજાણતાં સહેજ ગર્વથી ગીબી તરફ નજર કરી. પણ એ નજરમાં પ્રશંસાનો ભાવ હતો. તેણે અનેક પ્રશ્નો પૂછ્યા, પણ જવાબમાં ગીબી હસતો જ રહ્યો. તેને આ ગોવાળ છોકરો ડોનાલ બહુ ગમી ગયો. ડોનાલને થયું 'પોરિયો' મૂઢ છે, એને અક્કલ જ નથી. તેણે હેતથી ગીબીને માથે હાથ મૂક્યો. ગીબી તો રાજીરાજી થઈ ગયો.

ડોનાલની પાસે એક બચકીમાં રોટલા ને પનીર બાંધેલાં હતાં. તેમાંથી તેણે એક રોટલાની બે ફાડ કરી એક ગીબીને આપી, ને પછી પાછો વાંચવા બેઠો. ગીબીના પેટને ખાવાની ભૂખ હતી એના કરતાં વધારે ભૂખ એના મનને માણસના હેતની હતી. એટલે એને તો ફરી સ્વર્ગનું સુખ મળી ગયું. પિતાના મરણ પછી તેને જેવું આકર્ષણ ડોનાલ તરફ થયું તેવું કોઈના પ્રત્યે થયું નહોતું. ડોનાલની ઉંમર પંદરેક વરસની હશે. તેનો બાંધો મજબૂત ને ભરાવદાર હતો. એ કામ કાળજીથી કરતો, પણ એનું મન ચોપડીમાં પરોવાયેલું રહેતું. હવે એને આ મદદગાર મળી ગયો. ડોનાલે વાંચવા માંડ્યું, ને ગીબીએ ગાયો તરફ ધ્યાન રાખવું શરૂ કર્યું. ડાંગ પણ હાથમાં લઈ લીધી. ને એકવાર ડોનાલ ચોપડીમાંથી મોં કાઢી જુએ છે તો શિંગાળી ફરી પાછી ખેતરમાં પેસી ગયેલી, ને ગીબી એને માથા પર ને શિંગડાં પર ડાંગ લગાવતો હતો, ને છતાં ગાયના સપાટામાં આવતો નહોતો.

'નાક પર લગાવ એક,' ડોનાલે ગીબીની મદદે દોડતાં દોડતાં બૂમ પાડીને કહ્યું.

ગીબીએ સૂચના સાંભળી તેનો અમલ કર્યો, ને ગાય ઊભી

પૂંછડીએ નાઠી. ડોનાલ્ડ ગીબી પર ખુશખુશ થઈ ગયો. પાછા બે જણ બેઠા, ને ડોનાલ્ડે વાંચવું શરૂ કર્યું. માણસ અને ગાય બંનેની ભાળ રાખવી — એ કામ ગીબીને મળી ગયું. ડોનાલ્ડ ફરીફરીને ચોપડીમાંથી મોં કાઢી ગીબી સામે જોયાં કરે, ને જોતાં ધરાય જ નહીં. બપોરે ખાવાનો વખત થયો ત્યારે, ડોનાલ્ડે બચકામાં રોટલા ને પનીર હતાં તેમાંથી લગભગ ત્રીજા ભાગનાં ગીબીને આપ્યાં.

'તને વાંચતાં આવડે છે, પોરિયા ?' ડોનાલ્ડે પૂછ્યું.

ગીબીએ માથું ધુણાવી ના પાડી.

'તું બોલી શકે છે ?'

ગીબીએ ફરી માથું ધુણાવ્યું.

'સાંભળી શકે છે ?'

ગીબી હસી પડ્યો. એના કાન તો બહુ જ સરવા હતા.

'લે સાંભળ ત્યારે,' કહી ડોનાલ્ડે ચોપડીમાંથી વાંચવા માંડ્યું. એ એક જૂનું કથાકાવ્ય હતું. ગીબીને તે સાંભળવામાં બહુ જ રસ પડ્યો.

સાંજ પડ્યે ડોનાલ્ડ ગાયોને લઈ ચાલ્યો ગયો. ગીબીને જોયો નહીં એટલે થયું કે એને ઘેર ગયો હશે. એનું ઘર ક્યાં છે, ઘેર કોણ છે, એ કશું એને પૂછેલું નહીં. ઘેર જઈ વાળુ કરી, ભૂમિતિનું એક પ્રમેય શીખી, એ તો સૂઈ ગયો.

ડોનાલ્ડને કૉલેજમાં મોકલવા જેટલા પૈસા માબાપ પાસે નહોતા. ભાઈબહેનોની મદદથી નિશાળનું ભણતર પૂરું કરાવીને ઉઠાડી લીધેલો. તે પછી તેણે આ ગાયો ચારવાનું કામ લીધેલું. વાડી ને ખેતરના માલિકનો બીજો દીકરો ફર્ગસ ડફ કૉલેજમાંથી રજામાં ઘેર આવેલો, તે ડોનાલ્ડને ચોપડીઓ વાંચવા આપતો. ડોનાલ્ડને જાતજાતની ચોપડીઓ વાંચવાની પાર વિનાની હોંશ હતી, તે ફર્ગસની આપેલી ચોપડીઓથી પૂરી પડતી. વળી ડોનાલ્ડ જેમ ચોપડીમાંથી તેમ

કુદરતના દેખાવોમાંથો પણ કવિતા વાંચી શકતો. અને હવે તો એને એક શિષ્ય પણ મળી ગયો હતો.

ગીબી બીડમાં જ પડી રહ્યો. સૂરજ આથમી ગયો ને અંધારું પથરાવા લાગ્યું. એનો અંધારપછેડો ગીબી ઉપર પણ ફેલાયો ત્યારે એને ભાન આવ્યું કે એને શરીર છે ને તેને ઠંડી સદતી નથી. તેણે દોડીને ટાઢ ઉડાડવાનો પ્રયત્ન કરી જોયો. આકાશમાં તારા ઊગ્યા, તે જોઈ ગીબીને લાગ્યું જાણે દેવોની ગાયોનું ધણ ચરવા નીકળ્યું છે. પણ આજની ટાઢ એવી હતી કે ખેતરમાં સુવાય એમ નહોતું. ઈશ્વરે તેને ઊંઘવાનો ઠામ દેખાડચો હતો. તે પાછો કોઠાર તરફ ગયો. ખિલ્લીઘરના બાકામાં થઈ અંદર પેઠો, ને માળિયે ચડી ઘસઘસાટ ઊંઘી ગયો.

## ૭

## છૂપી સેવા

મોડી રાતે ગીબીને એકાએક એક વિચાર આવ્યો. તે માળિયા પરથી ઊતરી ચૂપચાપ રસોડામાં ગયો, ને આગલે દહાડે રસોઈયણે કરેલું તે બધું કામ, એ કરતી હતી તે જ પ્રમાણે, કરવા માંડયું. રસોડું વાળી નાખ્યું; ખુરસીઓ, બારીનો ઊમરો ને ટેબલ એક ખુરસી પર પડેલા લુછણિયા વડે લૂછી નાખ્યાં; પછી બધું વ્યવસ્થિત ગોઠવી દીધું; ચૂલામાં દેવતા ચેતવ્યો; ને તેના પર વાસણ મૂકી તેમાં પાણી રેડવાનો વિચાર કરે છે ત્યાં તો એના સરવા કાનને કોઈનો પગરવ સંભળાયો. તે ઝટ દઈને માળિયે ચડી ગયો, ને પાટિયાંની ફાટમાંથી જોવા લાગ્યો કે મારી સેવા રસોઈયણને ગમે છે કે નહીં. રસોઈયણ જીન મેવર વાડીના માલિકની દૂધબહેન હતી. તે રસોડામાં પેસતાં સ્તબ્ધ જ થઈ ગઈ— રસોડામાં કોઈ આવીને લગભગ બધું કામ કરી ગયું હતું! એને થયું કે પેલો ભલો છોકરો ડોનાલ્ડ જ

આ કામ કરી ગયો હશે. આજે જીને કામ કર્યું તે ગીબી બહુ જ ધ્યાનથી જોઈ રહ્યો. તેને થયું, કાલે આજના કરતાંયે સારું કરીશ. પણ એને માળિયા પર પકડાઈ જવાની બીક લાગી, એટલે પાછલી બાજુ ઊતરીને ચાલતો થયો. પકડાઇ જાય તો લોકો અહીંથી કાઢી મૂકે. ને તો ડોનાલની સોબત પણ જતી રહે ને ! પેટમાં ભૂખ તો ઘણી હતી, તે વહેળામાંથી પાણી પીને દબાવી; ને ત્યાંથી બીડમાં ડોનાલ પાસે પહોંચ્યો. આજે પણ બપોરે બે જણે સાથે બેસીને ખાધું. જીને એને વધારે ભાતું મોકલેલું, ને વાનીઓ પણ વધારે હતી, એ જોઈ એને નવાઇ લાગી. એ ક્યાં જાણતો હતો કે જીનની આ મહેરબાની તે ગીબીની જ સેવાનું ફળ છે? સાંજ પડયે ગીબી આજે પણ પાછળ રહી ગયો.

પછી તો આ ક્રમ રોજનો થઇ પડ્યો—ડોનાલ વાંચે, ગીબી ગાયો પર નજર રાખે, ડોનાલ ગીબીને વાંચી સંભળાવે, ને બે જણ બપોરે સાથે બેસીને ખાય. ગીબી કોઠારના માળિયા પર ઘાસમાં સૂઇ જતો એની ડોનાલને ખબર નહોતી.

દરરોજ પરોડ થતા પહેલાં ગીબી રસોડામાં જઇ કામ કરી નાખતો. કામ દહાડે દહાડે વધારે થવા લાગ્યું, એટલું જ નહીં પણ જીનને સંતોષ થાય એવું સરસ પણ થવા લાગ્યું. ઊકળતા પાણીમાં લોટ નાખવા સિવાયનું બધું કામ ગીબીએ કરી નાખ્યું હોય. જીન તો આવે ને ડબાનું ઢાંકણું ઉઘાડી આધણમાં લોટ નાખે ને કડછીથી હલાવે, કે ઘેંસ તૈયાર ! તેણે ઝાઝી પૂછપરછ ન કરતાં આ ડોનાલનું જ કામ ગાની લીધું. એના બદલામાં એને વધારે ખાવાનું મોકલતી. એટલે છેવટે તો પેલા ખરા સેવકને સેવાનો બદલો મળી રહેતો. ગીબીએ જ્યારે માખણ પણ બનાવ્યું, ને વાસણો ધોઇકરીને મૂકયાં, ત્યારે તો જીન છક થઇ ગઇ કે આ છોકરાને ગાયો ચારવા ઉપરાંત બૈરીનું કામ પણ શી રીતે આવડતું હશે ? પણ તેણે કોઇને વાત કરી નહીં.

ગીબી માળિયા પર સૂવાના બદલામાં આટલું કામ કરીને અટક્યો હોત તો એ આશ્રય એને લાંબો વખત મળત. પણ એણે તો આગળ વધીને તબેલાની પણ સફાઈ કરવા માંડી. રોજ એકાદ ઘોડાને પણ નવડાવીને સાફ કરેલો હોય. ઘોડાને ઘાસ પણ નીરેલું હોય. એટલે આ કામ પર નીમેલા માણસોનાં મનમાં ચડભડાટ થવા લાગ્યો. પણ ગીબીને કોઈ પકડી શક્યું નહીં; કેમકે મોડી રાતે સહુ ઘસઘસાટ ઊંઘતા હોય એવે વખતે તે કામ કરી નાખતો. રોજ સાંજે નદીએ જઈ નહાતો પણ થયો હતો. આખા દિવસની મહેનતના બદલામાં બપોરે એકવાર ખાવાનું મળતું તેથી સંતોષ માનતો. એ ક્યાં રહે છે, ને ક્યાં સૂઈ રહે છે, એ ડોનાલ્ડ ઘણીવાર પૂછતો, પણ ગીબી વાત હસવામાં કાઢી નાખતો. શિંગાળી ગાય સિવાયનાં ઢોર પણ ધીરેધીરે ડોનાલ્ડ કરતાં ગીબી સાથે વધારે હળી ગયાં.

## ૮

## ભૂત !!

આમ કરતાં કરતાં ઘણા દિવસ નીકળી ગયા. તબેલાના માણસોનો ચડભડાટ વધવા લાગ્યો. એમને કરવાનું કામ બીજું કોઇ કરી જાય એ એમને માથે તો ઠપકો જ ગણાયને! પેલો જે સફેદ ઘોડો સ્નોબોલ (હિમકંદુક) હતો તેની તો કંઈ ને કંઈ માવજત રોજ થઈ જ હોય. ગીબીને તો મનમાં એમ કે તબેલામાં જે કંઈ હોય તે બધું ઘોડાને જ માટે હોય. એટલે તેણે તો ઘોડાને ઓટના દાણા પણ સારી પેઠે નીરવા માંડ્યા. એ દાણા તો ઘોડાને જરાજરા આપવાના હોય. આથી ખળભળાટ વધ્યો. પણ હવે ગીબી રસોડાના

માળિયા પર જતો નહીં, એટલે તેને કશી ખબર પડી નહીં. મજૂરોને તો માલિકના દીકરા ફર્ગસ પર વહેમ હતો કે એ જ આ બધું કરે છે. એક દહાડો ખાઈખાઈને માતેલા સ્નોબોલે ફર્ગસને પછાડ્યો ને ખાઈમાં નાખી દીધો, એટલે મજૂરો કહેવા લાગ્યા : 'સારું થયું. લેતા જાય, બેટાજી ! એમના જ કામનું ફળ એમને મળ્યું છે.' રસોડામાં પણ કોઈ કામ કરી જાય છે એની એમને ખબર નહોતી.

તે દિવસે સાંજે જીને ડોનાલ સાથે વાત કરી જોઈ, ને જરા ચેતવણી પણ આપી કે 'આમ બીજાનું કામ કરવા જઈશ તો તારું પોતાનું બગડશે. એ તો ઠીક, પણ ઘોડાને તે આમ દાણા ખવડાવી દેવાતા હશે ?' ડોનાલ તો સાંભળીને ડઘાઈ જ ગયો. એનું મોં જોઈને જ જીનનો ભ્રમ ભાંગ્યો.

તો પછી આ કામ કરે છે કોણ ? ફર્ગસ જેવો લહેરી જીવ આવી ઊઠવેઠ ન કરે એ એની ફોઈ જીન જાણતી હતી. તેણે ડોનાલને અથથી ઇતિ બધી વાત કરી. ડોનાલે તો આશ્ચર્ય પ્રગટ કર્યું. પણ તે બોલતો હતો ત્યાં જીનના મોઢા પર થતો ફેરફાર જોઈ તે ચોંકી ઊઠ્યો. જીન બીકથી ફફડવા લાગી. જરા શાન્ત થઈ એટલે કહે : 'ડોનાલ, આ તો ભૂતનું જ કામ !'

આવી વાત કંઈ છાની રહે છે ? વાએ વાત ફેલાવી કે જોન ડફની વાડીમાં ભૂત આવીને રાતે કામ કરી જાય છે. ભૂતનું નામ સાંભળી કેટલાક કહેવા લાગ્યા : 'ના રે બાપ ! અમે એટલા પૈસા આપે તોયે ત્યાં કામ કરવા ના જવાય !' બીજા કેટલાકને થયું, 'આપણું બધું કામ ભૂત કરી જતું હોય એવી નોકરી બહુ સારી !' જીન સહેજ તકેદારી રાખત તો ભીખીને પકડી શકત. પણ તે તો એવી ડરી ગયેલી કે પહેલાં કરતાં મોડી ઊઠતી ને મોડી જ રસોડામાં જતી. એક દિવસ તો સ્નોબોલની લાંબી જાડી કેશવાળીની લટો ગૂંથી રાખેલી જોવામાં આવી. આ કામ ભૂત સિવાય કોનું હોઈ

શકે ? ભૂતની વાત એટલી જોરમાં ચાલી કે છેવટે જમીનદારને કાને પણ પહોંચી.

જમીનદાર ટૉમસ ગેલબ્રેથ મૂળ તો ટૉમસ કુરાં હતો, પણ ગેલબ્રેથ કુટુંબની એક છોકરીને પરણેલો તેને લીધે આ જાગીર ને તેમાંનો બંગલો એ બધું તેને મળ્યું હતું. એટલે તેણે સ્ત્રીની અટક સ્વીકારી લીધેલી. સ્ત્રી એક છોકરી મૂકીને મરી ગઈ. છોકરીનું નામ જીનિવા પાડેલું, પણ પિતા તો એને જીની જ કહીને બોલાવતો. તે નોકરો ને ખેડૂતો જોડે ઝાઝું બોલતો નહીં. કોઈના પર ગુસ્સો કરતો નહીં. એ લોકોનું શું થાય છે એની એને પરવા જ નહોતી. તેણે વકીલાતનો અભ્યાસ કરેલો, ને તેને પોતાના ભણતરનો ને પ્રતિષ્ઠાનો બહુ ગર્વ હતો. કોઈ પણ જાતના વહેમનો તો તે કટ્ટો શત્રુ હતો. ભૂતપ્રેતને તે માનતો નહીં, એટલું જ નહીં પણ કોઈ એવી વાત કરે તો એવા માણસ પ્રત્યે તેને તિરસ્કાર છૂટતો. એની પાસે આ વાડીના ભૂતવાળી વાત ગઈ એટલે એ રાતોપીળો થઈ ગયો. તેણે કહ્યું: 'મજૂરોમાંથી જ કોકનું કામ હોવું જોઈએ. નહીં તો કોઈ અદેખા પડોશીનાં કરતૂત હશે.' તેણે વાડીમાંથી ફર્ગસને બોલાવ્યો, ને તેને રાત આખી ચોકી કરી ભૂતને શોધી કાઢવાનું કામ સોંપ્યું. ફર્ગસ અઢાર વરસનો હતો. એને ભૂતની વાતથી થથરાટ તો છૂટતો હતો, પણ જમીનદારે કામ સોંપ્યું એટલે ઇલાજ નહોતો.

ફર્ગસે એની કોઈ જનને પણ વાત ન કરી. રાતે સહુ સૂઈ ગયાં એટલે રસોડામાં જઈ ચોપડી લઈને બેઠો, ને વાંચવા માંડ્યું. એક વાર્તા પૂરી થઈ; બીજી પૂરી થઈ; એવી કેટલીયે વાતો વંચાઈ ગઈ; પણ ભૂત ન આવ્યું. એક મીણબત્તી બળી ગઈ, એટલે બીજી સળગાવી વાંચવા માંડ્યું. છતાં ભૂત તો દેખાયું નહીં. એને ઝોકાં આવવા લાગ્યાં. પણ પાછો જાગીને વાર્તાઓ વાંચવા માંડી. રાત અંધારી ઘોર થઈ ગઈ, ને ફર્ગસનું હૈયું બીકથી ફફડવા લાગ્યું. છતાં

તે ઊઠીને નાઠો નહીં. ક્યાંયથી કશાનો અવાજ આવતો નહોતો. ઢોર, ઘોડા, ભુંડ, મરઘાં, બિલાડી ને ઉંદર સહુ જંપી ગયાં હતાં. આ શાન્તિ ફર્ગસને અસહ્ય થઈ પડી. તેને થયું કશાકનો પણ અવાજ થાય તો સારું. આ બધાં જાનવરને પણ ભૂતે મંતર માર્યો હતો કે શું? બીજો કલાક ગયો ને કૂકડો બોલ્યો, એટલે ફર્ગસને થયું હાશ, હવે પરોડ થવા આવ્યું. તે બેસીબેસીને થાકી ગયો હતો, એટલે તેણે એક બાંકડા પર સહેજ આડું પાસું કર્યું; ત્યાં તો એને ઘસ-ઘસાટ ઊંઘ આવી ગઈ. એટલામાં તો ભૂત આવીને બધું કામ કરીને સડસડાટ ચાલ્યું પણ ગયું. જીન મેવર દાખલ થઈ ત્યારે કામ રોજની પેઠે થઈ ગયેલું હતું. એ વાતની તો ફર્ગસને એ મોડો મોડો ઊઠ્યો ત્યારે ખબર પડી.

જમીનદારે એને બીજી રાત ચોકી કરવાનું કહ્યું. તે રાતે ફર્ગસે અખંડ ચોકી કરી. સવારે જીન આવી ત્યારે રસોડામાં બધું આગલી રાતે હતું તેવું જ વેરણછેરણ હતું. ભૂત નહોતું આવ્યું એ ખરું, પણ કામ પણ નહોતું થયું. રસોડું વળાયું નહોતું. તાસકો ધોવાઈ નહોતી. વલોણાનો દિવસ હતો, છતાં મલાઈ બરણીમાં જ પડી હતી. ભૂત તો ભૂત પણ એનું કામ કરી જતું હતું એ જીનને ગમતું હતું. આજે એને બાંયો ચડાવી કામ કરવું પડયું.

ત્રીજે દિવસે જમીનદારની સલાહ માની ફર્ગસે યુક્તિથી કામ લેવાનું ઠરાવ્યું. રસોડામાં એક મોટું કબાટ હતું, તેની ને જોડેની દીવાલ વચ્ચે એક ખાંચો પડતો હતો, તેમાં મોટી ખુરસી મૂકીને સહેજે બેસી શકાય એવું હતું. કબાટનું બારણું ખોલી આડું રાખ્યું એટલે એ પૂરેપૂરો ઢંકાઈ ગયો. આજે ચોકી અંધારામાં જ કરવાની હતી. ગીબીના આવવાનો ખખડાટ થયો એટલે એ જાગી તો ગયો. ફર્ગસને જોતાં જ ગીબીએ દોટ મૂકી ને બિલ્લીઘરના કાણામાં થઈને બહાર નીકળી ગયો. ફર્ગસે એનો પીછો પકડ્યો.

ગીબી દોડ્યો તો ઘણું, પણ ફર્ગસના પગ એના પગ કરતાં બમણા લાંબા, એટલે આખરે જમીનદારના બંગલાના લોખંડના દરવાજા આગળ જ એને પકડી પાડ્યો. ગીબી હસી પડ્યો, એટલે ફર્ગસે એને સામો કાન પર મુક્કો લગાવ્યો, ને બીજો મુક્કો બીજા કાન પર લગાવ્યો. ફર્ગસે એને ઉપરાઉપરી અનેક સવાલ પૂછ્યા; એના જવાબ ન મળ્યા એટલે બીજા બે મુક્કા લગાવ્યા. ભૂતને બદલે એને આ નાનકડો છોકરો જ મળ્યો એટલે એ ધૂંઆપૂંઆ થઈ ગયો હતો. તેણે ગીબીને ગાળ દીધી, જેલમાં મોકલવાની ધમકી આપી, તેનું જાકીટ ખેંચી ફાડી નાખ્યું, ને તેની ગરદન પકડી તેને હડસેલા મારતો મારતો જમીનદારના બંગલામાં લઈ ગયો. આવી બેહાલ દશામાં ગીબીએ પોતાના બાપદાદાના ઘરમાં પહેલીવાર પ્રવેશ કર્યો. પણ ગીબીને એ વાતનું જરાયે ભાન ન હતું.

જમીનદાર વહેલો ઊઠીને એનાં જાનવરોના રખેવાળ સાથે વાત કરતો હતો ત્યાં જ ડફ પહોંચ્યો. ગીબીને જોઈ જમીનદાર તિરસ્કારથી કહેવા લાગ્યોઃ 'ઓહો ! આ જ તમારું ભૂત કે?'

'હા જી, મેં એને કામ કરતાં જ પકડ્યો.'

'છોકરા, તારે શું કહેવું છે?' જમીનદારે ગીબીને પૂછ્યું.

ગીબીને કંઈ કહેવાનું નહોતું. તેને વાચા હોત ને તે સાચી વાત કહેત તોયે જમીનદાર માનત નહીં તેણે ફરી ગીબીને પૂછ્યુંઃ 'તારું નામ શું?'

ગીબી હસીને મૂગો રહ્યો. એના મનમાં બીક નહોતી. જમીનદારને તો જવાબ ન મળ્યો એટલે એનો મિજાજ ગયો. 'આ ભામટામાં તો અપલક્ષણ છે તેમ ઉદ્ધતાઈ પણ છે. ચાબૂકના એક બે ફટકા પડશે એટલે એની જીભ ઊઘડશે.'

રખેવાળ એંગસ ગીબીની ડોક પકડી તેને ગાડીના તબેલામાં લઈ ગયો. તેની બંડી ફાડી નાખી. એટલે નીચેનું નામનું પાટલૂન પણ ઊતરી પડ્યું; ને ગીબી સાવ નાગો, છતાં હસતો હસતો,

ઊભો રહ્યો. ઍંગસ ગાડાનો ચાબૂક લઈ આવ્યો. પણ ગીબીની આંખો જોઈ એનો વિચાર બદલાયો. એ પણ બાપ હતો. કડક હતો પણ પશુ નહોતો. મોટો ચાબૂક નાખી પાસે પડેલો ગાડીનો ચાબૂક લીધો; ને તેનાથી ગીબીની ઉઘાડી પીઠ પર જોરથી બે ફટકા લગાવી દીધા — એક ઊભો ને એક આડો. બાળકની પીઠ પર બે મોટા રાતા સોળ ઊઠ્યા, ને લોહી ઝરવા લાગ્યું. ત્રીજો ફટકો મારવા જાય છે ત્યાં એક કારમી ચીસ સંભળાઈ, ને તેનો હાથ થંભી ગયો. ગીબીનું શરીર ધોળું પૂણી જેવું થઈ ગયું.

એ જ ક્ષણે જમીનદારની છોકરી જીનિવા દોડતી દોડતી આવી પહોંચી, ગીબી પડ્યો હતો ત્યાં ગઈ, ને તેની પાસે જ ઊભી રહી ચીસાચીસ કરવા લાગી. ઍંગસે વારી છતાં ખસી નહીં. પછી એણે ચીસ બંધ કરી ગીબીને ઉઠાડવા એનો એક હાથ ખેંચ્યો. હાથ જાણે નિર્જીવ હોય એમ લબડી પડ્યો. ઍંગસ જીનિવાને પકડવા ગયો એટલે એણે ફરી ચીસો પાડી, ને ગીબી પર પડી પોતાના શરીરથી ગીબીના શરીરને ઢાંકી દીધું.

'મરી ગયો છે ! મરી ગયો છે ! તેં એને મારી નાખ્યો, ઍંગસ ! તું ખરાબ માણસ છે. હું બાપાજીને કહી દઈશ,' જીનિવા રાડ પાડીને બોલી.

'બાપાજીના હુકમથી જ મેં એને ફટકાર્યો છે. ને તમે હજુ નહીં જાઓ તો વધારે ફટકારીશ.'

'તો હું ભગવાનને કહીશ,' જીનિવાએ ચીસ પાડી.

ઍંગસે જીનિવાને ઉઠાવવાનો પ્રયત્ન તો કર્યો. પણ તે ગીબીને એવી સખત વળગી હતી કે એને એકલીને ઉપાડાય એમ નહોતું.

'એને અડ તો ખરો, ઍંગસ. હું તને બચકું ભરીશ — બચકું ભરીશ — બચકું ભરીશ.' જીનિવાનો અવાજ ફાટી જવા લાગ્યો.

જીનિવાની ચીસોથી ગીબી ભાનમાં આવ્યો. એંગસે એને મરેલો ધાર્યો હતો. પણ એને જીવતો જોઈ એ પાછો ખિજાયો, ને મહાપરાણે જીનિવાને ઉપાડી ગયો. એણે સખત બચકું ભર્યું તે ખમી લીધું. ગીબી જેમતેમ કરીને ઊભો થયો. પાટલૂન પહેરવા જાય છે ત્યાં પેલા ચાબૂકવાળાનાં પગલાં સંભળાયાં, એટલે નાગો નાગો જ નાઠો.

ગીબી નાસીને ક્યાં જતો હતો એનું એને ભાન નહોતું. નિર્દય એંગસનાં પગલાંના ભણકારા જ એના કાનમાં વાગી રહ્યા હતા. એક નાનું તળાવડું આવ્યું તે તરી ગયો. સામી બાજુ ટેકરી હતી, ને તેમાં ઢીંચણપૂર ઘાસ ઊગેલું હતું.

જીનીને બાપડીને એના પિતાના હુકમથી સુવડાવી દેવામાં આવી. ફર્ગસે એની ફોઈ જીનને ભૂતની બધી વાત કરી, પણ જીનને તે રુચી નહીં. બિચારા છોકરાએ શો ગુનો કર્યો હતો? કશું ચોરી તો ગયો નહોતો. એક ચમચો, કે માખણનો લોંદો, કે રોટલો, કે એક ઈંડું કશું જ કદી ઉપાડ્યું નહોતું. એ છોકરાને પોતે જોઈ પણ ન શકી એનું એને દુઃખ રહી ગયું. બીજા લોકે તો માન્યું કે ભૂતે છોકરાનું રૂપ લઈ જમીનદાર અને ફર્ગસને બેવકૂફ બનાવ્યા એટલું જ. ડોનાલ્ડને દહાડે એના વિના સૂનું સૂનું લાગ્યું. એનાં પરાક્રમ સાંભળ્યાં તેથી તો ઊલટો એના પરનો પ્રેમ બહુ જ વધ્યો. એ છોકરાએ એના પર કેટલો બધો ઉપકાર કરેલો એનું ભાન એને થયું. ગીબીની મદદને લીધે એ કેટલો બધો અભ્યાસ કરી શક્યો હતો!

# ૯

# ફરી માને આશરે

ગ્લેશગર પહાડ પર શનિવારની સાંજ પડવા આવી હતી. ઝૂંપડીની આસપાસ ઊગેલાં ફૂલોની મહેક હવામાં ફેલાઈ રહી હતી. રોબર્ટ ઘેટાં ચારવા ગયો હતો. જેનેટ સાવરણી લઈ ઝૂંપડીના છાપરા પરથી જાળાં પાડતી હતી. ત્યાં પડોશની એક બાઈ મળવા આવી ચડી. તે કહે: 'કાકી, આ શું કરો છો? આવું કામ મેં તો કદી જોયું નથી.'

'હા, બહેન,' જેનેટે એની તળપદી સ્કોચ બોલીમાં જ કહ્યું. 'મને આ કામ વહેલું કેમ ન સૂઝયું એનું દુઃખ થાય છે. આજે ડોનાલના બાપ ખાતા હતા ત્યાં ઉપરથી મેશનું જાળું એમના ચમચામાં જ પડયું!'

'પણ ડોનાલ આવીને કરી આપશે આ કામ. તમારાથી અડધા વખતમાં કરી નાખશે.'

'આ કામ અધૂરું નહીં મુકાય. કોને ખબર ભગવાન કયારે આવી ચડે — કૂકડો બોલ્યે ન આવે, ને કદાચ રાત પહેલાં જ આવી પહોંચે તો?'

પડોશણ ગઈ કે તરત જેનેટે સાવરણી ફરી હાથમાં લીધી, અને જાળાં ને ધુમાડાની મેશ સાફ કરવા લાગી: 'કોણ જાણે ભગવાન કયારે આ બારણે આવી ચડશે? આવીને કહે કે "જેનેટ, હું આવવાનો છું એ તું જાણતી હતી, તો જરા ઘર તો સાફસૂફ રાખવું હતું!" એવો ઠપકો સાંભળવો મને તો ન ગમે.'

કામ પૂરું કરી જેનેટ પહાડ પરથી નીચે જતી કેડી તરફ નજર નાખતી ઊભી રહી. એનાં દીકરા દીકરી નીચેથી શનિવારે સાંજે પહાડ પર માબાપ પાસે આવતાં, ને જમી પરવારી રાત પડયે પાછાં

ચાલ્યાં જતાં. આજે તેમને આવવાનો વખત થયો હતો. એટલામાં તો સામેથી તડકામાં નાગું બાળક જેનેટ તરફ આવતું દેખાયું. જેનેટને થયું : ' આ દેવદૂત છે ? કે પડછાયો છે ? મારી આંખ તો દગો નથી દેતી ? બાળક લથડિયાં ખાય છે ને હાથ લાંબો કરી ફાંફાં મારે છે. ધીરેધીરે પાસે આવી રહ્યો છે. અરે, આ તો તે દિવસવાળો જ બાળક ! પેલો આવીને અલોપ થઈ ગયેલો તે ! ' બાળક આવીને એના પગ આગળ ઢગલો થઈને પડ્યો. જેનેટ સ્તબ્ધ થઈ ગઈ. તેને અનેક વિચાર આવી ગયા. પળવારમાં ગીબીને ઉપાડી ઘરમાં લઈ ગઈ. પોતાની પથારીમાં પડખાભેર સુવાડ્યો, ધીરે રહીને ચાદર ઓઢાડી, ને દૂધ લેવા ગઈ. પાછી આવી ત્યારે ગીબીએ આંખ ઉઘાડી હતી ને આસપાસ થાકેલી નજરે જોતો હતો. જેનેટને જોઈ તેની આંખ ચમકી, ને મોં પર સ્મિત ફરક્યું. તે જેનેટની ડોકે વળગી પડ્યો, જાણે એની મા ન હોય. તે પળથી જેનેટ એની મા જ બની ગઈ. એનું હૈયું જગતનાં સર્વ બાળકોની મા થવા જેટલું વિશાળ હતું.

જેનેટે સવાલ પૂછ્યા એના જવાબમાં સ્મિત સિવાય કશું ન મળ્યું. તેણે ગીબીને વહાલથી ચૂમી લીધી, જરા બેઠો કરી દૂધ પાયું, ને પાછો સુવાડી દીધો. ગીબી જરા વારમાં ઘસઘસાટ ઊંઘી ગયો. થોડી વારમાં તો સાંજ પડી એટલે છોકરા છોકરીઓ એક પછી એક આવવા લાગ્યાં. મા દરેકને એનું આ સાતમું બાળક બતાવતી વખતે ચાદર ઊંચી કરી ઘા બતાવતી. છોકરીઓ રોતી. છોકરાઓ ગુસ્સે થઈ જતા.

છેવટે ડોનાલ આવ્યો. ' અરે, આ તો પોરિયો ! ' કહેતા કહેતામાં તો તેને ડૂમો ભરાઈ આવ્યો. ડોનાલ પાસેથી માએ ને ભાઈબહેનોએ બધી વાત જાણી. ગીબી મૂગો છે, બહેરો નથી, એ પણ જાણ્યું. બધાંને એમ થતું હતું કે છોકરો મૂઢ હશે; પણ એ સમજણો છે એમ જાણી એમની ચિન્તા ટળી. જેનેટે એને કાંઈ

આપી. ગીબીને પથારીમાં બેસવા જતાં પણ વેદના થતી હતી. એ નાગોપૂગો બેઠો બેઠો સહુની સામે હસતે મોઢે જોતો હતો, એ દૃશ્યમાં એક પ્રકારની કરુણતા હતી. એમાં સંતોષ કરતાંયે વધારે શાન્તિ ને આનંદ હતાં. તેણે લાકડાની વાડકી લઈ મા સામે જે નજરે જોયું તેમાં એમ કહેવાનો ભાવ હતો કે 'આવો સ્વાદિષ્ટ આહાર તો મેં જિંદગીમાં ખાધો નથી.' આ રંક ઝૂંપડી એને અદ્ભુત ધનથી ભરેલી લાગી. એમાં પ્રેમ અને દયારૂપી ધન તો હતું જ; અને ખાવાપીવાનું પણ ભરપૂર હતું. હૂંફ, આરામ ને આહાર ત્રણમાંથી એકેયની અહીં ખોટ નહોતી.

પછી જેનેટે પોતાનું એક સાદું ફરાક કાઢી ગીબીને પહેરાવ્યું, ને કમરે દોરી બાંધી, એટલે છોકરીઓ બધી એટલું તો હસી કે તેમની આંખોમાં પાણી આવી ગયું. આ સ્વચ્છ ને સુંવાળા પોશાકથી ગીબીની સૂજી ગયેલી ચામડીને ઠંડક લાગી. તેના આનંદનો પાર ન રહ્યો.

એટલામાં રૉબર્ટ ઘેર આવ્યો, એટલે આખી કથા ફરીવાર કહેવામાં આવી. પોતાનાં પરાક્રમોનું વર્ણન સાંભળી ગીબી ખડખડાટ હસી પડ્યો. એ હાસ્યમાં સહુ ભળ્યાં. રાતે કુટુંબ ભેળું થઈને જમવા બેઠું. છોકરાંને એમ જ લાગતું હતું જાણે માના જેવાં ઘેંસ ને રોટલા તો કોઈ ન બનાવી શકે, ને માની ગાયના જેવું દૂધ તો બીજી કોઈ ગાય ન આપી શકે.

છોકરા છોકરીઓને પાછાં નીચે જવાનો વખત થવા આવ્યો હતો. સૂરજ ક્યારનો આથમી ગયો હતો. ગીબીને માટે જુદી પથારી તૈયાર કરી, મોટી છોકરીએ તેને ઊંચકી તેમાં સુવાડ્યો. પછી આખું કુટુંબ સાથે બેઠું. ડોસાએ બાઈબલમાંથી થોડોક ભાગ વાંચ્યો. ત્યારબાદ પ્રાર્થના થઈ. ગીબી તો પ્રાર્થના ચાલતી હતી તે દરમ્યાન જ ઊંઘી ગયો હતો. રાતે ઘામાં દરદ થવાથી ઊઠ્યો ત્યારે ઝૂંપડીમાં અંધારું હતું. ડોસો ડોસી ભરઊંઘમાં હતાં. કૂતરો

ગીબીની પથારીમાં તેની સાથે જ પડયો હતો. ભાઈબહેનો પહાડ ઊતરી પોતપોતાનો રસ્તો કાપતાં હતાં.

ગીબીને માર પડયો એમાં ફર્ગસનો હાથ છે એમ જાણ્યા પછી ડોનાલ અને ફર્ગસ વચ્ચે કેટલીક બોલાચાલી થઈ, ને બેનાં મન ઊંચાં થઈ ગયાં. ફર્ગસે આ વેળા રજા પૂરી થયે કૉલેજમાં જતી વખતે ડોનાલને ચોપડીઓ વાંચવા ન આપી. ડોનાલને તો ક્યાંકથી સ્કૉટ કવિ બર્ન્સના કાવ્યસંગ્રહનું પુસ્તક મળી ગયું હતું, એટલે એને પુસ્તકોની ખોટ ન સાલી. સ્કૉટલૅંડની જૂની તળપદી ગેલીક ભાષાનો વાપર પહેલાં કરતાં ઘણો ઓછો થઈ ગયો હતો. ડોનાલ કેલ્ટ હતો છતાં એને એ બોલી આવડતી નહોતી. એ બોલીમાં ખડબચડા પહાડ પરથી વહેતા વહેળાની વાણી જેવું માધુર્ય છે, ને ઊંચાં ઝાડમાં વાતા પવનના સપાટા જેવું જોમ છે. એ કવિઓ ને યોદ્ધાઓની બોલી હતી. એ પહાડી ગેલીક ભાષા ડોનાલ કદી શીખ્યો નહોતો. જે માણસ લોકોની બોલચાલની તળપદી ભાષા જાણે છે ને તે વાપરી જાણે છે તે લોકોનાં હૃદય પર જેવો કાબૂ મેળવે છે તેવો શિષ્ટ ને સુઘડ ભાષા જાણનાર નથી મેળવી શકતા. આ લોકભાષાનો પરિચય એને બર્ન્સનાં કાવ્યોમાંથી થયો. ડોનાલને ધીરેધીરે એ ભાષામાં કાવ્યોની લીટીઓ પણ સ્ફુરવા લાગી, ને આગળ જતાં એ કાવ્યો રચતો પણ થયો.

## ૧૦

## ઘેટાંનો ભરવાડ

દરમ્યાન ગીબીના દિવસો પહાડ પરની ઝૂંપડીમાં સુખે પસાર થવા લાગ્યા હતા. આવ્યો તેને બીજે દિવસથી જ તેણે ઘર વાળવાનું ને વાસણ ધોવાનું શરૂ કરી દીધું હતું. જેનેટે પોતાના જ જૂના

કપડામાંથી એને માટે પાટલૂન બનાવ્યું. તે અવારનવાર ગીબીને બાઈબલમાંના નવા કરારમાંથી ઈસુની જીવનકથા વગેરે વાંચી સંભળાવતી. ગીબીને ડોનાલ્ડ પાસેથી લાવણીઓ, સાહસકથાઓ, લડાઈઓ વગેરેની વાતો સાંભળવા મળતી. એટલે પહેલાં તો એ બાઈબલની વાર્તામાં કશું સમજી ન શક્યો. પણ ધીરેધીરે એને એમાં સમજ પડવા લાગી. રસ પણ પડવા લાગ્યો. કોઈ વાતમાં જ્યારે બહુ આનંદ આવતો ત્યારે તે ખડખડાટ હસી પડતો, તાળીઓ પાડતો, ને હૈયામાં આનંદ સમાતો નથી એમ બતાવવા એક પગ ઉપર ઊભો રહેતો. ગીબીના મન પર આ શિક્ષણના સંસ્કાર ધીરેધીરે પડતા ગયા.

ગીબી આવ્યો તેના બીજા દિવસથી તેણે કંઈક ને કંઈક હાથનું કામ કરવા માંડ્યું હતું, એ આપણે ઉપર જોઈ ગયા. એના કામથી જેનેટ રાજીરાજી થઈ ગઈ. પણ ગીબી બૈરીનું જ કામ કર્યા કરે એ એને ગમતું નહોતું, કેમકે એને પોતાને આળસુ થવું નહોતું. એટલે એણે ગીબીને રોબર્ટના હાથમાં સોંપ્યો, ને ઘેટાં ચારવામાં ડોસાને મદદ કરવાનું કામ તેને સોંપ્યું. રોબર્ટને પહેલાં તો એમ હતું કે ગીબી કૂતરાને કશું કહી નહીં શકે ને કામ કેમ ચાલશે? પણ પહેલે દિવસે જ ઘેર આવી એણે જેનેટને કહ્યું: 'આ બે મૂગાં પ્રાણી એકબીજાને જેવાં સમજી શકે છે તેવાં તો હું બેમાંથી એકેને નથી સમજી શકતો.'

ગીબીને હવે સુખની સીમા રહી નહોતી. ઉનાળાની શોભા પૂર બહારમાં હતી. પહાડની ઊંચાઈ પર બેઠાં બેઠાં ગીબી નીચેની વિશાળ દુનિયા તરફ નજર નાખતો, ને એના પ્રેમને લીધે એને લાગતું કે આ બધું મારું પોતાનું જ છે, ને કશું પરાયું નથી. તે ભરવાડ બન્યો હતો, એટલે ભરવાડની દૃષ્ટિએ જગતને જોતો. તેને પળવાર એવી કલ્પના આવતી જાણે સૂરજ તે ભરવાડ છે, પવન તે એના કૂતરા છે, ને જગતનાં નરનારીઓ તે ઘેટાંનું ટોળું છે. બીજી

પળે તેને જેનેટે કરેલી બીજા જ એક ભલા 'ભરવાડ'ની વાતો યાદ આવતી.

રૉબર્ટનું કહ્યું કરવામાં ગીબીને અનેરો આનંદ આવતો. થોડા જ વખતમાં, શહેરમાં ઊછરેલા આ બાળકને આકાશનાં તારા ને નક્ષત્રો ને બીજા દેખાવો જોવાનો પણ શોખ વધ્યો. કેટલીયેવાર ડોસા ડોસી સૂઈ ગયાં હોય ત્યારે મોડી રાતે તે ચંદ્રોદય જોવા પહાડના કોઈ પથ્થર પર જઈને બેસે. આસપાસ નીરવ શાન્તિ હોય. માત્ર મંદ મંદ સમીરની લહેરો આવતી હોય. શાન્ત નિ:શબ્દ ચંદ્રિકા નીચેની ખીણમાંથી સરતી સરતી ઉપર ચડી આવે; ને જગત આખું એના રૂપેરી તેજમાં નહાય.

વળી અઠવાડિયે એકવાર, શનિવારે સાંજે, સહુ ભાંડુનો મેળો થાય. ગીબીને એમના ઉપર સગાં ભાઈબહેન જેટલું વહાલ હતું. તેમાંયે સૌથી વહાલો ડોનાલ. ડોનાલને તો એને પોતાની સાથે નીચે લઈ જવાનું મન ઘણીવાર થતું, પણ માને પતીજ પડતી નહીં.

પછી તો બાઈબલની મદદથી જેનેટે ગીબીને અક્ષરજ્ઞાન આપવાનું શરૂ કર્યું. ધીરેધીરે તે વાંચતો ને પાટી પર શબ્દો લખતો થયો. એક દિવસ તેણે પાટી પર લખ્યું: ' સર ગીબી ગેલબ્રેથ ', ને જેનેટ પાસે લઈ ગયો.

' આ તારું નામ છે ? ' જેનેટે પૂછ્યું. ગીબીએ માથું જોરથી હલાવીને હા પાડી. ' એ નામથી તને કોણ બોલાવતું ? ' ગીબીએ લખ્યું: ' બાપાજી. ' ' તારા બાપાજી શું કામ કરતા ? ' ગીબીએ રૉબર્ટનો જોડો છાજલી પરથી ઉતારી તે સીવવાનો અભિનય કરી બતાવ્યો. ' અમે તને શું કહીએ તો તને ગમે ? ' એણે ' ગીબી ' શબ્દ બતાવ્યો. ત્યારથી આખું કુટુંબ એને એ નામે ઓળખવા લાગ્યું. અટક હમણાં છાની રાખવાનું એમને ઠીક લાગ્યું.

સરસ પૌષ્ટિક આહાર, પુષ્કળ કસરત, સુંદર હવા, ને મનનો પરમ આનંદ એ બધાને લીધે ગીબીનું શરીર ખીલતું ગયું. થોડા

વખતમાં તો પાટલૂન ટૂંકું પડવા લાગ્યું. છાતી ઝપાટાભેર પહોળી થવા લાગી. છતાં એનાં જોમ કે ચપળતામાં ઘટાડો ન થયો. તે લગભગ કૂતરાની હારોહાર દોડી શકતો. તેની હિંમત પણ વધતી ગઈ. એકવાર તો તે પહાડની ખીણમાં એક ઊંડા તળાવમાં પડી એક ડૂબતા ઘેટાના બચ્ચાને લઈ આવ્યો. ઉનાળામાં પહાડ પર ને ખીણમાં સહુ જંપી ગયું હોય ત્યારે ઘણીવાર તે ડાવર પર જઈ ઊંડા પાણીમાં પડતો; ને તરતાં તરતાં પાણી, પવન અને ચાંદનીની મજા માણતો. ડોનાલ ઘેર આવતો ત્યારે કંઈક ને કંઈક ચોપડી લઈ આવતો, ને તેમાંથી ગીબીને વાર્તા, ગીત કે કાવ્ય વાંચી સંભળાવતો. ગીબી એકાગ્ર ચિત્તે સાંભળતો. સાથેસાથે, જેનેટના શિક્ષણ અને દૃષ્ટાન્તને પ્રતાપે, તેના મનમાં એવા વિચારો પણ ઊઠતા કે અમુક વખતે ઈસુએ શું કર્યું હોત? અથવા એવે વખતે આપણે શું કરીએ તો એને ગમે? માણસો પ્રત્યેનો પ્રેમ તો એનામાં જન્મથી હતો. ઈસુનાં વચનો ને ચરિત્રનું ચિંતન કરતાં કરતાં તે પ્રેમમાં ઘણો વધારો થયો. એવા માણસે શું શું કરવું જોઈએ એનો પણ વિચાર તે બહુ કરતો. એને જે સંસ્કાર જેનેટ પાસેથી મળતા હતા તેને લીધે ઈસુની મૂર્તિ નિરંતર તેની કલ્પનામાં રમી રહેતી. બાઈબલ તે હવે વાંચી શકતો, છતાં માને મોઢેથી તે સાંભળવાનું જ એને વધારે ગમતું.

શિયાળે ડોસા ડોસીના સાંધા વાથી દુખતા. ટાઢમાં રોબર્ટને ઘેર મૂકી ગીબી એકલો ઘેટાં ચરાવવા જવા લાગ્યો. તેને માટે હવે માએ ગરમ કપડાં પણ કરાવ્યાં હતાં. ગીબીને કંઈક શિક્ષણ પણ આપવું જોઈએ એવો વિચાર ડોસાને આવ્યો. છેવટે જેનેટના કહેવાથી એમ નક્કી થયું કે ગીબી ખીણમાં ડોનાલ પાસે ભણવા જાય. ડોનાલ શીખવી શકે એટલું તો શીખી લે. પછીની વાત પછી છે. ડોનાલે ગીબીને ભૂમિતિ, અંકગણિત, સ્કૉટલૅંડનો ઇતિહાસ, કવિતા એવા એવા અનેક વિષયો શીખવવા શરૂ કરી દીધા.

## ૧૧

# અવગુણ કેડે ગુણ

વરસ પૂરું થયું ને બીજો શિયાળો આવ્યો. ગીબીને વિષે જાતજાતની અફવાઓ લોકોમાં ચાલુ હતી. એક દિવસ એંગસનો છોકરો પહાડ પર ગયેલો તે બીકથી થથરતો આવી કહેવા લાગ્યો કે 'પેલો ભૂત મારી પાછળ પડેલો.' એણે એમ ન કહ્યું કે 'ઘેટાં પાસે કોઈને ન જોવાથી મેં ઘેટાં પર પથરા નાખેલા.' એટલે ડિસેંબરની એક સવારે એંગસ બે નળીવાળી બંદૂક લઈને પહાડ પર જવા નીકળ્યો. 'પેલો જંગલી મળે તો એને પૂરો જ કરી નાખું,' એવો નિશ્ચય તેણે મન સાથે કર્યો હતો. મધ્યાહ્ને તેણે ગીબીને પાવો વગાડતો જોયો. તેણે ઘેટાંના ઊનનો ડગલો ને હરણના ચામડાનું પાટલૂન પહેર્યાં હતાં. એંગસને જોતાં જ ગીબીએ દોટ મૂકી. એંગસે એને નાસી જતો જોઈ ગોળી છોડી. ગોળી ગીબીના જમણા પગની પિંડીમાં વાગી, ને ગીબી પડી ગયો. સદ્ભાગ્યે લોહીની નસ કપાઈ નહોતી. ઘર દૂર નહોતું, એટલે તે ઊઠીને પાછો દોડવા લાગ્યો. આગળ કૂતરો ને પાછળ ગીબી. રોબર્ટ તે દિવસે ઘેર હતો. જેનેટ રાંધતી હતી. એકાએક બારણું ઊઘડ્યું, ને ગીબી ગોટીલું ખાઈને અંદર પડ્યો. જેનેટે એને ઝાલી લીધો, ને બૂમ પાડી: 'રોબર્ટ, આને તો લોહી નીકળે છે.' એટલામાં તો કોકનાં ભારે પગલાં સંભળાયાં. રોબર્ટે ઘરમાં પડેલી જૂની તલવાર કાઢી. તલવાર મ્યાનમાંથી ન નીકળી એટલે મ્યાનવાળો ભાગ જ હાથમાં લીધો, ને મૂઠ લટકતી રાખી. તેની આંખ ગુસ્સાથી રાતીચોળ થઈ ગઈ. એંગસ બીજો પગ ઊમરા પર મૂકે ત્યાં તો તલવારની મૂઠનો ઘા ધડાક દઈને એના માથા પર પડ્યો. એને તમ્મર આવી ગયાં. 'લેતો જા, એંગસ!' કહેતાંકને રોબર્ટે દાંત પીસી મુક્કો માર્યો એટલે એંગસ ચતોપાટ પડી ગયો. 'જો ઊઠવા ગયો છે તો મૂઓ જ

સમજજે.' પછી કૂતરાને કહ્યું: 'ઓસ્કાર, જોજે આને. જરા પણ હાલે તો ગળચી પકડજે એની.' એંગસના હાથમાંથી પડેલી બંદૂક રૉબર્ટે ઉઠાવી લીધી. એંગસ કહે: 'બંદૂક ભરેલી છે.' 'તો તો છાનોમાનો પડી જ રહે,' કહી રૉબર્ટે બંદૂક એના માથા સામે તાકી. એંગસ હાલવા ગયો એટલે ઓસ્કારે તેની છાતી પર પંજો મૂકી મોં પર બચકું ભરવું જ બાકી રાખ્યું. રૉબર્ટ કહે: 'જેનેટ, જરા આના પર નજર રાખ તો. ઊઠવા જાય તો બટાટાનું ઊકળતું પાણી જ રેડજે. અલ્યા, તું કૂતરાને નહીં ખીજવતો, નહીં તો આવી બન્યું સમજજે.' કહી તેણે બંદૂક ખાલી કરી નાખી. જેનેટ બટાટાવાળું વાસણ લઈને એંગસની ચોકી કરવા ઊભી તો રહી. પણ ઊકળતું પાણી રેડવાનું તેનાથી બની શકયું હોત કે કેમ એ વિષે શંકા છે. રૉબર્ટ ઘરમાં આવ્યો એટલે જેનેટે ગીબીનો ઘા ધોઈ પાટો બાંધ્યો.

રૉબર્ટનો વિચાર પહાડ ઊતરી કોઈ મૅજિસ્ટ્રેટ પાસે જઈ એંગસ સામે ફરિયાદ કરવાનો હતો. તેના જતા પહેલાં જેનેટે દોરડા વતી એંગસના હાથપગ બાંધ્યા. એંગસે ઊઠવાના ઉધામા તો ઘણા કર્યા, પણ માથે રૉબર્ટ તલવાર લઈને ઊભો જ હતો. દોરડાની ગાંઠો રૉબર્ટે સખત વાળી દીધી, ને ખાવા ન રહેતાં રોટલો ગજવામાં મૂકીને જ નીકળી પડ્યો. ઘડી પહેલાં તો શરીર વાથી ઝલાઈ ગયું હતું તે પણ ભૂલી ગયો.

દયાળુ જેનેટ એંગસને ખવડાવત પણ ખરી, પણ પેલો તો એને ગાળો જ દેવા લાગ્યો. જેનેટ ચૂપચાપ રસોડામાં જઈ ખાવા બેઠી. પણ એંગસનો ગાળોનો પ્રવાહ અટક્યો નહીં, એટલે જેનેટે પાછળથી આવી ઠંડાગાર પાણીની તાંબડી એના મોઢા પર ઠાલવી. આવા દુષ્ટ માણસને પણ ભૂખ્યો રાખીને પોતે ખાવા બેસતાં જેનેટને કોળિયો ગળે ઊતર્યો નહીં. પણ એને ખાવાનું ફરી આપવા જવાની એની હિંમત ન ચાલી. એટલામાં એંગસના મનમાં ચાલી રહેલો કંઈક વિચાર તે કળી ગઈ. કોઢમાં જઈ ગાય બાંધવાની

લોઢાની સાંકળ લાવી, ને તેનો ગાળો કરી ઍંગસને ગળે ભેરવી દીધો, સાંકળ ખેંચીને તાણી, ને બીજે છેડે ખીલો હતો તે ભોંયમાં દાટી દીધો. ઍંગસ ગાળ બોલ્યો, એટલે ફરી પાણીની તાંબડી બતાવી. પછી દોરડાનો ગાળો કરી બે હાથ ભેગા તાણી બાંધ્યા, ને દોરડાનો બીજો છેડો બારણાના આગળા સાથે બાંધ્યો. એ જ રીતે પગ ફરી સખત બાંધી તેના દોરડાનો બીજો છેડો ખૂણામાં પડેલી એક મોટી પેટી સાથે બાંધ્યો, ને પેટી પર પથરાનો ઢગલો કર્યો. આટલું કર્યા પછી જ તેનો જીવ હેઠો બેઠો. ગીબી જાગ્યો એટલે એને ખવડાવી બાઇબલ વાંચવા બેઠી

ઍંગસ ગભરાવા લાગ્યો. તેણે જૅનેટને છોડવા માટે કાલાવાલા કરવા માંડ્યા. જૅનેટ શાની છોડે? પણ જૅનેટે દયા લાવીને ચાની કીટલીમાં દૂધ ભરી, કીટલીની નળી એના મોંમાં મૂકી દૂધ પાયું; ને પછી ગાય દોહવા કોઢમાં ગઈ.

થોડી વાર પછી ગીબી ઊઠીને ચાલવા ગયો, પણ ચલાયું નહીં; એટલે બાળકની પેઠે ઘૂંટણિયે ચાલતો જૅનેટની પાછળ ગયો. એને જોતાં ઍંગસને થયું હવે એ વેર લેશે, ને તેને માટે કંઈક સાધન લેવા જ ગયો છે. તેણે છૂટવાને તડફડાટ તો ઘણો કર્યો, પણ કંઈ વળ્યું નહીં એટલે મૂગો પડી રહ્યો.

જૅનેટને ઈશ્વર જાણે સામે જ ઊભો હોય તેમ તેને સંબોધી, તેની સાથે મોટેથી વાત કરતી હોય એવી રીતે, પ્રાર્થના કરવાની જૂની ટેવ હતી. ગીબીનું માથું જે માટીની દીવાલ તરફ હતું તેની પેલી બાજુ કોઢ હતી. ત્યાંથી એની પ્રાર્થનાનો અવાજ આવતો ગીબીએ સાંભળ્યો. એટલે જ તે ઘૂંટણિયે ચાલતો કોઢ સુધી ગયો, પણ કોઢમાં પેઠો નહીં. કોઢનું બારણું ઉઘાડું હતું. જૅનેટ ઘૂંટણિયે પડી હતી. તેનું માથું બેઠેલી ગાયના શરીર પર ટેકવેલું હતું, ને હાથ ગાયની ગરદન પર હતા. ગીબીને એના બાપે આવી જ રીતે કરેલી છેલ્લી પ્રાર્થના યાદ આવી. જૅનેટ કહેતી હતી :

'હે ભગવાન, આવે વખતે તમે શું કરત તે મને કહો. આ માણસે મારું કશું બગાડયું નથી. એણે તો તમારા લાડકા ગીબીને માર્યો છે. એટલે માફી તો ગીબીએ આપવાની છે. પણ મારા વર કહી ગયા છે: "એને ન જવા દઈશ. ને હું એમનું કહ્યું ન કરું તો કેવી સ્ત્રી કહેવાઉં? હે નાથ, તમે મને કહો તો જુદી વાત છે; કેમકે તમે તો મારા ને રૉબર્ટના પણ નાથ છો. હું તો એ બાપડાને જવા દઉં, પણ મારી હિંમત ચાલતી નથી. હે ભગવાન, એનું હૃદય પલટાવો, ને એને સત્યનું દર્શન કરાવો. પણ હે પ્રભુ! તમે મને કહો કે મારે શું કરવું? હું તો એને છોડી મૂકવાને રાજી છું. પણ એ રૉબર્ટનો કેદી છે ને ગીબીનો શત્રુ છે. એટલે એને છોડવાનો હક મને નથી એમ મને લાગે છે. એને છોડું તો કોણ જાણે એ બીજાં કેટલાંને ગોળી મારશે. પણ હે સચરાચરના સ્વામી! તમારી ઇચ્છા વિના તો એ નાના સસલાને પણ ન મારી શકે.'

આટલું કહીને એનો અવાજ અટકી ગયો, ને તે ઊંહકારા કરવા લાગી.

એના દુઃખનો પડઘો ગીબીના આત્મામાં પણ પડયો. શત્રુ પ્રત્યે પ્રેમ રાખવો ને અપકારની ક્ષમા કરવી એ એને માટે બહુ સહેલી વાત હતી. ને ઝૂંપડીમાં પાછો ગયો. એક પગ પર ઠેકતો ઠેકતો દીવાલમાં છરી રાખવાનું બાકું હતું ત્યાં ગયો. છરી ત્યાં નહોતી. આસપાસ નજર નાખી જોઈ પણ ન જડી. વખત ગુમાવવો પોસાય એમ નહોતું. રૉબર્ટ ક્યારે આવી ચડે એ ન કહી શકાય. ગીબીએ ઠેકતા ઠેકતા ઍંગસ પાસે જઈ ગાંઠો તપાસી. તે તો સાવ સજ્જડ હતી. એ છોડવા જતાં ઘણો વખત લાગે. ઍંગસ એની હાલચાલનું બારીક નિરીક્ષણ કરી રહ્યો હતો. ગીબીએ સહેજ શંકાથી આસપાસ નજર નાખી, ને પછી એકદમ ઝાપટ મારીને સાંડસી લીધી. તેને ચૂલામાં નાખી, ને ધમણ વડે દેવતા ધમવા માંડયો. ઍંગસના તો હાંજા ગગડી ગયા. 'આ જંગલી હવે

મને ધગધગતી સાંડસીથી ડામ દેવાનો !' ગીબીએ સાંડસી કાઢી તો તે રાતીચોળ નહીં પણ ધગીને ધોળી થઈ ગયેલી. એંગસે તે જોઈ કારમી ચીસ પાડી. ગીબી પરાણે ઠેકતો ઠેકતો એની પાસે ગયો. પણ એંગસે તો એવા ધમપછાડા કરી મૂકચા કે સાંડસીનો ઉપયોગ કરતાં ગીબીનો જીવ ચાલ્યો નહીં; કદાચ એંગસના શરીરને સાંડસી અડી જાય તો ? તેને એમ પણ બીક લાગી કે આ ચીસો સાંભળીને મા ઘરમાં આવવાની, ને બધી બાજી કથળી જવાની. તેને એકદમ કંઈક સૂઝી આવ્યું. તે કૂદકો મારીને બારણું બંધ કરી આવ્યો, જેથી મા અંદર આવી જ ન શકે. બારણું બંધ થતું જોઈને તો એંગસને વધારે ખાતરી થઈ કે ગીબીનો ઈરાદો દુષ્ટ છે. તેણે પછાડો ખાવા માંડી, ને રાડારાડ કરી મૂકી. તેની આંખ ધગધગતી સાંડસી પર ચોંટેલી હતી. સાંડસી ગીબીના હાથમાં ધીરેધીરે ઠંડી પડતી જતી હતી. એંગસે સાંડસી સામે તાકી રહેવાને બદલે ક્ષણભર ગીબીના મોં સામે જોયું હોત, તો જે બાળકને તેણે રાક્ષસી મૂરખ ધારેલો તેના મોઢા પર કેવું સ્મિત, કેવો માનવપ્રેમ, કેવું દુ:ખ, ને કેવી દયા છવાયેલાં હતાં એ તે જોઈ શકત. પણ એની પોતાની આંખ બૂરી, એટલે એને તો ગીબીના સ્મિતમાં પણ વેર લેવાનો સમય પાસે આવ્યાનો આનંદ જ દેખાત.

દરમ્યાન જેનેટ ગાયને મૂકી, પતિ આવે છે કે કેમ એ જોવા રસ્તા પર ગઈ હતી. તેની ને ઝૂંપડીની વચ્ચે મોટો ખડક આવેલો હોવાથી એંગસની ચીસો તેને કાને જરાયે પડી નહીં. તેનું ધ્યાન તો તેના ભરવાડમાં — માણસમાત્રના સ્વામીમાં — પરોવાઈ ગયેલું હતું.

ગીબીએ સાંડસી ફરી ચૂલામાં મૂકી. ધમણ હલાવતાં હલાવતાં તેને વિચાર આવ્યો કે એંગસને ગળેથી સાંકળ છોડી નાખી હોય તો એને વિશ્વાસ બેસે. તેણે ધમણ મૂકી સાંકળ છોડી નાખી. એંગસને તો થયું, સાંકળ છોડી એટલે હવે સાંડસીથી ગળું જ

પકડવાનો ! તેણે પહેલાંના કરતાંયે વધારે પછાડા મારવા માંડ્યા. પણ ગીબી હવે છાતીની આસપાસનું દોરડું ઢીલું કરતો હતો, એ ઍંગસના જોવામાં આવ્યું નહીં. દોરડું ઢીલું પડ્યું, એટલે એકવાર પછાડો મારવા જતાં ઍંગસ ઊંધો પડી ગયો. ગીબીએ જોયું કે આ ખરો લાગ છે. તેણે ચૂલામાંથી સાંડસી કાઢી; ઍંગસની કમર પર ચડી બેઠો; ને તેના પગ વચ્ચેના દોરડાને પકડી લીધું. ઍંગસે લાતો મારી તોયે સાંડસી કે દોરડું હાથમાંથી છૂટવા દીધાં નહીં. થોડીક મિનિટમાં દોરડું એક જગાએ સાવ બળી ગયું. એટલી વાર ઍંગસના મનને તો કંઈની કંઈ વેદના થઈ ગઈ. ગીબી ઊઠ્યો ને ઠેકીને આઘો ગયો ત્યારે એને ખબર પડી કે મારા પગ છૂટા થઈ ગયા છે. એને ગીબી પર વેર વાળવાનું મન તો થઈ આવ્યું. પણ ગીબીના હાથમાં હજુ સાંડસી હતી ને ઍંગસના હાથ બાંધેલા હતા. તેણે હાથ ગીબી તરફ લાંબા કર્યા. ગીબીએ પોતાના હાથ ને દાંત વડે ગાંઠો છોડવા માંડી. છોડતાં જરાક વખત લાગ્યો, એટલી વાર ઍંગસને પરાણે એના મોઢા સામે જોઈ રહેવું પડ્યું. એ જોઈ એનું પણ હૈયું કંઈક પીગળ્યું હશે. વળી ગીબી ગાંઠો છોડતો હતો એમાં તો કંઈ શંકા જ નહોતી. હાથ છૂટા થયા એટલે ગીબીએ હસીને એની સામે જોયું, પણ ઍંગસે એના કાન પર મુક્કો સુદ્ધાં ન માર્યો. ગીબીએ લંગડાતા લંગડાતા બારણા સુધી જઈ બારણું ખોલી નાખ્યું. સહેજ માથું હલાવી ઍંગસે ગીબીનો આભાર માન્યો, ભીંતે બંદૂક ઊભી કરી રાખેલી હતી તે લીધી, ને સડસડાટ પહાડ પરથી ઊતરવા જ માંડ્યું. પળવાર વહેલો ગયો હોત તો જેનેટ સામી મળત; કેમકે તે હમણાં જ ગાય દોહવા કોઢમાં પાછી આવી હતી.

જેનેટ ઘરમાં આવી જુએ તો ઍંગસ ન મળે. તે તો દંગ થઈને જોઈ જ રહી. ગીબીને બહુ દરદ થવા લાગેલું, એટલે તે પાછો સૂઈ ગયો હતો. તેણે નિશાની કરીને કહ્યું કે 'મેં એને છોડી મૂક્યો

છે.' એ જાણી જૅનેટના મનને એટલી બધી નિરાંત વળી કે એ જોઈ ગીબી પણ રાજી થઈ ગયો.

રૉબર્ટ મોડો મોડો થાકી, નિરાશ થઈને પાછો આવ્યો. મૅજિસ્ટ્રેટ ઘેર નહોતો. એને પણ ઍંગસને ગયેલો જોઈ નિરાંત વળી. બીજે દિવસે તેણે ઍંગસને ઘેર જઈ તેની સાથે વાત કરી કે 'ગીબી-ને રાજી કરવા ખાતર આ વાત આટલેથી જ ટાઢી પાડી દઈશું.' ગીબીને ચાલીને બહાર જતાં થોડાક દિવસ લાગ્યા. પણ એટલો વખત જૅનેટ સાથે નકામો ગયો નહોતો. આમ કરતાં કરતાં શિયાળો પૂરો થઈને ઉનાળો પણ આવ્યો.

## ૧૨

## એક સંતાન વધ્યું

જમીનદાર ટૉમસ ગેલબ્રેથની વાત પાછળ આવી ગઈ છે. તેની પડતીના દહાડા શરૂ થઈ ચૂક્યા હતા. લંડનમાં અનેક જાતની કંપનીઓ કાઢી લોકોને ફસાવવાના ધંધા કરનાર એક માણસના ફંદામાં તે સપડાયો હતો, ને એ કામ માટે લંડન ગયો હતો. બંગલાની વ્યવસ્થા કરનારે ડોનાલની સૌથી નાની ને ડોનાલથી ચારેક વરસે મોટી બહેન નાઈસીને જીનિવાની તહેનાતમાં રહેવા માટે રોકી લીધી હતી. જીનીવાએ બાળપણ છોડી કિશોરવયમાં પ્રવેશ કર્યો હતો. તેનામાં બાળકના જેવું હાસ્ય, ને યુવતીના જેવું ગાંભીર્ય, બંને વારાફરતી આવી જતાં. શિયાળો જઈને ઉનાળો આવ્યો એટલામાં તો જીનિવા ને નાઈસી એકબીજા સાથે બહુ જ હળી ગયાં.

પાસેના પાદરીની આધેડ છોકરી કુમારી માચરને જીનીને ભણાવવા જમીનદારે રાખી હતી. બે વરસ થયાં તે, શનિ રવિ બાદ

કરતાં, દરરોજ ચાલતી કે ગાડીમાં બેસીને બંગલે ભણાવવા જતી આવતી. પણ હમણાં તો એનો બાપ માંદો પડયો હતો. એટલે જીની-ને ચાલતી તેને ત્યાં જવું પડતું. નાઈસી એની સાથે જતી.

એક દિવસ પાદરીની વધારે માંદગીને લીધે જીનીને ભણ્યા વિના જ પાછી ફરવું પડયું. વખત ઘણો હતો. સહેજ ફરીને જાય તો નાઈસીને ઘેર થઈને જવાય. જીનિવા નાઈસીનો વિચાર કળી ગઈ, ને તેણે હા પાડી. પણ નાઈસીને આ રસ્તો જાણીતો નહોતો, એટલે થોડી વારમાં બે જણ ભૂલાં પડયાં. એક જગાએ રસ્તો છે કે નહીં એની જ ખબર પડે નહીં. જીની કહેઃ 'નાઈસી, હું આ બાજુ જાઉં. તું પેલી બાજુ જા. આ બાજુ રસ્તો નહીં આવે તો હું તારી તરફ આવીશ. તારી બાજુ રસ્તો ન આવે તો તું મારે રસ્તે ચાલી આવજે.'

આ બાળકના જેવી વાત હતી. નાઈસી પણ બાળકના જેવી, એટલે એણે હા પાડી. થોડે આગળ જતાં મોટો રસ્તો જોયો એટલે ત્યાં બેઠી, ને જીનીના આવવાની રાહ જોવા લાગી. એને જરાયે ચિન્તા ન થઈ. ધોળે દહાડે ચિન્તા શાની કરવાની હોય? તે વિચારે ચડી, ને વખત ઘણો વીતી ગયો. તેને એકાએક ભાન આવ્યું. તે ઊઠીને બૂમ પાડવા લાગીઃ 'જીનીબહેન! જીનીબહેન!' પણ જવાબ ન મળ્યો. પહાડ પર સુનકાર હતો. જે જગાએ તેઓ છૂટાં પડેલાં ત્યાં ગઈ, ને રાડો પાડતી પાડતી ત્યાંથી આગળ વધી.

જીનીને પોતાનો રસ્તો સીધોસટ નાઈસીની માને ઘેર જતો લાગ્યો. એટલે તે તો નાચતી કૂદતી ચાલી; ને નાઈસી હોશમાં આવી ત્યારે તો જીની માઈલેક નીકળી ગઈ હશે. આવા વિશાળ પહાડ પર એ એકલી! કેવી મજા! દુનિયા આખી નાચે! અહાહા! પહાડ ઊંચે ને ઊંચે આકાશ તરફ ચાલ્યો જ જાય છે!

જે રસ્તે તે જતી હતી તે કેડી માણસને માટે નહીં પણ ઘેટાંને માટે હતી. તે ઊતરતી ઊતરતી ખીણના એક સાવ નિર્જન ભાગમાં

પહોંચી. આસપાસ બધું સૂમસામ હતું. પણ તે ડરી નહીં. પાછી ચડતી ચડતી ખીણની કોર સુધી ગઈ. અહીંથી હવે નાઈસી દેખાવી જોઈએ.

નાઈસીએ ઉતાવળ ને ચિંતાને લીધે બીજી જ એક ઘેટાંની કેડી પકડેલી, એટલે તે પહાડ પર ઊંચે પહોંચી હતી. જીનીને બહુ જ એકલું એકલું લાગવા માંડયું, પણ તે ધારણ રાખી નાઈસીની વાટ જોતી એક પથ્થર પર બેઠી. તે જે કેડીએ આવેલી તે કેડી પાછળ દૂર સુધી દેખાતી હતી. વખત ગયો, તોયે નાઈસી તો દેખાઈ નહીં. આખરે જીની રડવા લાગી. પણ ધીરેધીરે રડવાથી હૈયું હળવું થયું નહીં. એકાએક તેને આગલે રવિવારે દેવળમાં સાંભળેલા શબ્દો યાદ આવ્યા: 'સંકટ સમયે મને બોલાવજો; હું જવાબ દઈશ.' તેણે મનમાં પ્રાર્થના કરી. 'હે ભગવાન, મને પાછી ઘેર પહોંચાડ,' કહીને પાછા જવા પગ ઉપાડયા.

એ જ ક્ષણે તેણે સહેજ દૂર એક પથ્થર પર ગીબીને બેઠેલો જોયો. ગીબીને તેણે છેલ્લો જોયાને ઘણો વખત થઈ ગયો હતો. તે પછી તેને પશુના છોકરા તરીકે વર્ણવાયેલો જ એણે સાંભળ્યો હતો. ને જીનીની નજરે ખરેખર એ એવો જ દેખાયો. જીનીને મનમાં થયું: 'વળી આ તો પાવો વગાડીને કેવું સારું ગાયન ગાય છે! મને ગાયનથી ફસાવીને પકડશે, ને ફાડી ખાશે! ખરી ભીડમાં મેં ભગવાનની પ્રાર્થના કરી, ને એણે આ પશુનો છોકરો મોકલ્યો! વળી આ તો મારી વાટ જોતો રસ્તા વચ્ચોવચ બેઠો છે. આ ખાઈ જાય એના કરતાં તો ખીણમાં ઊતરી ત્યાંના કાળા પાણીમાં ડૂબી મરવું સારું.'

છતાં તેણે ચીસ ન પાડી. ફરી બેસી ગઈ ને છોકરા સામે એકીટસે જોઈ રહી. 'હું ફસાતી નથી એમ જોશે એટલે હમણાં જતો રહેશે.' પણ એ ખસ્યો નહીં, ને પાવો વગાડતો બેસી રહ્યો. 'પાછી

ખીણમાં જઈને બીજે રસ્તે ચાલ્યા જવું સારું,' કહી તેણે ઊઠીને ખીણ તરફ દોડવા માંડયું.

ગીબી એને ડરાવવા માગતો નહોતો, એટલે છેક પાસે આવ્યો નહોતો. પણ તેને પાછી દોડતી જોઈ તે ડરી ગયો ને ઊઠયો. એ દિશામાં ઊંડું કળણ હતું એની એને ખબર હતી. તેણે કળણ અને જીનીની વચ્ચે જઇને ઊભા રહેવાનો વિચાર કર્યો. એને પાછળ આવતો જોઈ જીની સીધી કળણ તરફ જ દોડી. કળણ સુધી પહોંચે છે ત્યાં તો એક ઊંડા ખાબોચિયાને કાંઠે ગીબી બેઠેલો! જીનીને થયું : 'મને આ ખાબોચિયામાં ડુબાડી દેશે ?' તે બીજી તરફ દોડી ખીણમાં ઊતરવા ગઈ. ત્યાં ખીણ એકદમ ઊંડી હતી. એટલે ગીબી દોડીને ફરી પાછો એના રસ્તામાં જઈ ઊભો રહ્યો. જીની નિરાશ થઈને ભોંય પર પડી, ને એણે મોં ઢાંકી દીધું. એને થયું, 'જેમ બિલાડી ઉંદરને, ને સિંહ માણસને ફાડી ખાય છે, તેમ આ હમણાં મને પીંખી નાખશે.' 'આ ઝાલી, આ ઝાલી,' એમ વિચારતી પડી હતી. શ્વાસ જાણે થંભી ગયો. પણ કશું બન્યું નહીં. એમ કેટલીયે પળો વીતી ગઈ. હજુ પડી છે, પણ પશુનો છોકરો આવીને ઝાલતો નથી! આ સ્વપ્નું તો નથી? પણ ઊંચું જોવાની હિંમત નહોતી. ધીરેધીરે બીક ઊડી જવા લાગી. છેવટે દૂરથી અત્યંત મધુર ગાયન સંભળાયું. આવો મીઠો સ્વર તેણે કદી સાંભળ્યો નહોતો. 'પેલા પશુના છોકરાના પંજામાંથી છોડવવાને ઇશ્વરે મોકલેલો કોઈ દેવદૂત જ ગાતો હશે. તે હમણાં આવી પહોંચશે.' અવાજ નજીક ને નજીક આવતો ગયો. આ ગાયનમાં અક્ષરો નહોતા, માત્ર સૂરો જ સંભળાતા હતા. અવાજ પાસે આવ્યો, ને એકાએક બંધ થઈ ગયો. જીનીએ આંખો ઉઘાડી ઊંચું જોયું. પેલો પશુનો છોકરો જ એની સામે ટગરટગર જોઈ રહ્યો હતો! આ ખરેખર પશુનો છોકરો હશે? એ વાત ખરી મનાતી નહોતી; ને છતાં બીકને લીધે આંખ પણ આડી ખસેડાતી નહોતી. ફરી થયું, 'મારી કસોટી કરવાને દેવદૂતે તો પશુના છોકરા-

નું રૂપ નહીં લીધું હોય ? કોઈ પશુનો છોકરો આવું ગાઈ ન શકે! કેવી ભૂરી સુંદર આંખો !' જીની પડખે સૂતી સૂતી આ સ્વર્ગીય દશ્ય અનિમેષ નયને જોઈ જ રહી. પછી ઝાંખું ઝાંખું યાદ આવવા લાગ્યું કે આને પહેલાં ક્યાંક જોયો છે ખરો. હા, એ જ છોકરો જેને એંગસે મારેલો. એ જ મોઢું—જરા મોટું થયું છે એટલું જ. એ પ્રસંગ તે ભૂલી નહોતી. ભૂલી શકે એમ પણ નહોતું. 'એ જ આ છોકરો હશે તો એને હું પણ યાદ હઈશ.' એ મને મારશે નહીં એટલી તો જીનીને હવે ખાતરી હતી. ગીબીને પણ એ પ્રસંગ યાદ આવ્યો. 'એ જ આ મોઢું. છતાં એવું ને એવું નથી.' તેનો ચહેરો ગંભીર થઈ ગયો.

જીની સહેજ હસી. ગીબી તો ખડખડાટ હસી પડ્યો. તેનું મોઢું દીપી ઊઠ્યું. જીનીએ ધીરે રહીને એક હાથ ગીબી તરફ ઊંચો કર્યો. ગીબીએ તે હળવે રહીને ઝાલ્યો. જીની સહેજ હાલી. એટલે ગીબીએ તેને ટેકો આપીને ઉઠાડી.

પછી નાઈસી ને તે કેવી રીતે ભૂલાં પડ્યાં તે જીનીએ કહી બતાવ્યું. ગીબીએ જોરથી સિસોટી વગાડી એટલે ક્યાંકથી એક કૂતરો ફલંગો મારતો તેની પાસે આવ્યો. ગીબી એની સાથે કેવી રીતે બોલ્યો, ને એણે શું કહ્યું, એ જીની જરાયે સમજી નહીં. પણ બીજી જ ક્ષણે, જે રસ્તે થઈને તે આવી હતી તે રસ્તે કૂતરો ચાલ્યો ગયો. ગીબીમાં ચેતન એટલું બધું હતું ને તેની પ્રત્યેક ક્રિયામાં એટલી બધી સ્ફૂર્તિ હતી કે તે એક શબ્દ પણ બોલ્યો નહોતો એ જીનીના ધ્યાનમાં હજુ આવ્યું નહોતું. ગીબીએ એનો હાથ પકડ્યો તે તેણે જરાયે શંકા વિના પકડવા દીધો. રસ્તો ઊંચે જતો હતો. ત્યાંથી પાછું બીજી તરફ નીચે ઊતરવાનું આવ્યું, ને એક વહેળો આવ્યો. પાછળથી એને ખબર પડી કે એ જ વહેળો એની સૂવાની ઓરડી પાસે થઈને જતો હતો, ને રોજ રાતે તેનું ગાયન તે સાંભળતી હતી. ગીબીએ આંગળી કરી ઝૂંપડી બતાવી. બીજી તરફથી નાઈસી

ચડતી ચડતી આવતી હતી, ને ઓસકાર એની આગળ કૂદતો હતો. નાઈસી ખૂબ રોતી હતી. જીનીને જોઈ તેણે ચીસ પાડી. હાંફતી હાંફતી કહેઃ 'બહેન, તમે કેમ નાસી ગયાં?'

'ત્યાં રસ્તો હતો. ને મને થયું કે તું મારી પાછળ પાછળ આવશે.'

'હું કેવી મૂરખી, બહેન! પણ સારું થયું તમે મળ્યાં તે. આવો, મારી માને મળો.'

'હા, નાર્ઇસી. આપણે એમને બધું કહીશું. મારે તો મા નથી કે એને કહું. એટલે હું તારી માને કહીશ.'

તે ઘડીથી જેનેટ જીનીની પણ મા બની. સ્ત્રીને જો ઈશ્વરે માનું હૃદય આપ્યું હોય, તો તેને જગતમાં સંતાનની ખોટ નથી.

જીનીને આજના જેવી મજા કદી પડી નહોતી. આવું દૂધ ને આવા રોટલા તેણે કદી ખાધાં નહોતાં. એને ઘેર પહોંચાડીને ગીબી ને ઓસકાર તો ઘેટાં સાચવવા નીકળી પડ્યા હતા. જીનીએ મા પાસેથી ગીબીની બધી વાત સાંભળી.

'એ સારો છોકરો છે, મા?' તેણે પૂછ્યું.

'એના જેવો સારો છોકરો મેં તો જોયો નથી. મારા ડોનાલ્ડ કરતાંયે સારો.'

જીનીએ નિસાસો નાખ્યો. એને થયું હું સારી થાઉં તો કેવું સરસ! જીનીને અહીં ઘણું શીખવાનું મળ્યું, ને પાછા જતાં એને ઘણા વિચારો આવ્યા.

## ૧૩

# કાવ્યરસનો આસ્વાદ

બીજે દિવસે જીની ને નાઇસી ગ્લેશગર પહાડમાંથી આવતી એક નદીને કિનારે ગયાં. ત્યાંથી ડોનાલ્ડનું બીડ દેખાતું હતું. ડોનાલ વાંચતો બેઠો હતો. નાર્ઇસીએ બૂમ પાડી: 'ડોનાલ! ડોનાલ!' ડોનાલે ઊંચું જોયું તો બહેનને જોઈ. તે દોડતો દોડતો નદીકાંઠે આવ્યો. ત્યાંથી પાણી ઓળંગીને સામે કાંઠે આવ્યો. થોડી વાતચીત પછી, ડોનાલે જે ચોપડી પોતે વાંચતો હતો તે જીનીને વાંચી સંભળાવવાનું કબૂલ કર્યું. વાંચવાનો ક્રમ તે દિવસથી જ શરૂ થયો. ડોનાલે એક કથાકાવ્ય વાંચી સંભળાવ્યું. જીનીને તે બહુ જ ગમ્યું. દિવસ આખો એણે એની જ વાતો કરી. બીજે દિવસે ડોનાલની સાથે ગીબી પણ સામા કાંઠા સુધી આવ્યો, પણ તેણે નદી ઓળંગી નહીં. ડોનાલનું વાચન એક કલાક ચાલ્યું. પછી તો આ ક્રમ ઘણી-વાર ચાલતો.

હવે નાર્ઇસીની સાથે એની માને મળવા જીની પણ ઘણીવાર જતી. જીનીનું જીવન પહેલાંના કરતાં વધારે સુખમય બન્યું. એને આમાંથી શિક્ષણ પણ સારી પેઠે મળી રહેતું. ડોનાલ ક્યારેક ક્યારેક પોતાનું બનાવેલું કાવ્ય પણ વાંચી બતાવતો. સામે કિનારેથી કોઈવાર ગીબી પાવો સંભળાવતો.

વાડીમાં ને આસપાસના ભાગમાં ગીબી હવે સારી પેઠે જાણીતો થયો હતો. એંગસ મળે ત્યારે ગીબી હસે; ને જવાબમાં એંગસ ભવાં ચડાવે પણ બીજી પજવણી ન કરે. પશુના છોકરાવાળી વાત વિસારે પડી હતી. જીન મેવરને એને વિષે વિશેષ પક્ષપાત હતો, ને એ જ્યારે જ્યારે ડોનાલની જોડે આવતો ત્યારે ત્યારે જીન એને આવકાર આપતી. ફર્ગસ પાદરી થવા માટે અભ્યાસ કરી રહ્યો હતો. ડોનાલનાં કાવ્યોની સંખ્યા વધવા લાગી હતી.

પાનખર ઋતુમાં જમીનદાર ટૉમસ ગેલબ્રેથ લંડનથી આવ્યો, ને થોડા જ દિવસ રહ્યો. જીની પ્રત્યે આ વેળા તેણે અસાધારણ હેત દાખવ્યું. બાપદીકરી વચ્ચે ઝાઝી વાતચીત તો કદી થતી જ નહીં. શિયાળામાં તો ક્યાંયે બહાર જઈ શકાતું નહીં. નદીકાંઠાના વાચનનો ક્રમ બંધ પડી ગયો હતો, તે વસંત આવી એટલે પાછો ચાલુ થયો. બન્નાં છોકરાં મોટાં થયાં હતાં.

ઉનાળે જમીનદાર ફરી એકાએક ઘેર આવી ચડચો. પણ એના દેદાર બદલાઈ ગયા હતા. પાતળો તો તે હતો જ, પણ હવે તો ડાચાં સાવ બેસી ગયાં હતાં. જીની ગભરાઈ, ને પૂછવા ગઈ એટલે બાપે ઊધડી જ લઇ નાખી. તેની બધી યોજનાઓ ઊંધી વળવા બેઠી હતી, ને જમીન મકાન બધું વેચ્યે છૂટકો થાય એમ દેખાતું હતું. નોકરો ઉપર પણ તે વાતવાતમાં ચિડાઇ જતો. જીનીને બીજી એક-વાર વઢી નાખી, એટલે તે તો બાપનું મોં જોતાં ડરવા લાગી.

એ અરસામાં જમીનદારને કોકે—ઘણું કરીને ફર્ગસે—જીની અને ડોનાલ્ડ નદીકિનારે મળતાં હતાં તેની વાત કરી. એટલે બળતામાં ઘી હોમાયું. 'મારી છોકરી ગાયો ચારનાર છોકરા જોડે બેસે ને એમાં એને આનંદ આવે!' એકવાર તેણે જાતે એ લોકોને સાથે બેઠેલાં જોયાં, એટલે એના ક્રોધનો પાર રહ્યો નહીં. નાઇસીને ત્યાં ને ત્યાં રુખસદ આપી દીધી. માએ એને ઘણો દિલાસો આપ્યો. પણ એને ઝાઝા દિવસ ઘેર રહેવું પડયું નહીં. એના જેવી છોકરીઓની દેશમાં ઘણી માગ હતી, એટલે એને બીજે કામ મળી રહ્યું.

૧૪

# જળપ્રલય

ઑગસ્ટ માસની શરૂઆતનો એક સાવ કોરો દિવસ હતો. હવા અદ્ભુત હતી. ઉનાળો પૂર બહારમાં હતો. એકાએક બપોર પછી વાદળાં ચડી આવ્યાં, ને વરસાદ શરૂ થયો. બીજે દિવસે થોડી વાર તડકો નીકળે, પાછાં વરસાદનાં ઝાપટાં આવે, ને વાયવ્ય દિશાનો પવન વાય. તે દહાડે બપોર પછી તડકો ઓછો થયો, ને વરસાદ વધ્યો. પવન બહુ જ જોરમાં, વંટોળની પેઠે, વાવા લાગ્યો. વરસાદ ને પવન વચ્ચે હરીફાઈ શરૂ થઈ. ગીબી તે દિવસે રોજની પેઠે પહાડ પર ઘેટાં ચરાવતો હતો. તે અનેકવાર પલળ્યો ને સુકાયો હતો. તેણે ઘેટાંને પહાડમાં જ એક સુરક્ષિત જગાએ પૂરી દીધાં. પછી ઘેર ગયો, વાળુ કર્યું, ને સાંજના પહાડ પર ચડ્યો. રોળી-ટોળી વેળા હતી, વરસાદ હજુ વધારે જોરમાં પડુંપડું થઈ રહ્યો હતો, પણ ગીબીને ફિકર નહોતી. તેને પહાડનો એકેએક ભાગ સારી પેઠે જાણીતો હતો. પવનના ઝપાટા વધ્યે જતા હતા. એકાએક આકાશમાં કડાકા ને ગાજવીજ શરૂ થયાં. પવન ને વરસાદનું જોર ચાલુ રહ્યું; ને ચોમેર પાણી જોરથી પહાડની કરાડોને ચીરતાં નીચે દોડવા લાગ્યાં. વૃષ્ટિ આખી રાત ચાલુ રહી. વરસાદ ને વાવાઝોડાં તો દર વરસે થતાં, પણ આજના તોફાનની સિકલ જુદી જ હતી.

ચોપાસ જામેલા ઘોર અંધારામાં આંખ કામ કરે એમ હતું નહીં, એટલે ગીબી હાથપગ વડે રસ્તો શોધતો શોધતો ઘેર પહોંચ્યો ને સૂઈ ગયો. સૂતાં સૂતાં પણ એને બહાર થતા પવનના સુસવાટા, ને ઝૂંપડીની ચોમેર ધસારો કરતા પાણીના ઘુઘવાટ સંભળાતા હતા. સવારે ઊઠી તેણે બારણું ઉઘાડયું. પવનની ઝાપટ પાણીને લઈ ઝૂંપડીમાં પેસી ગઈ, એટલે તેણે ઝટ બહાર નીકળી બારણું વાસી દીધું, ને પહાડ પર ઊંચે ચડ્યો. ચારે બાજુ પાણી જોશભેર પહાડ પરથી

નીચાણુ તરફ વહી જતું દેખાતું હતું. દહાડો ચડ્યે આકાશમાં ધૂંધળો પ્રકાશ થયો. સૂરજ તો દેખાય જ ક્યાંથી? પછી તો ક્ષણભર ગીબી પથ્થરના પહાડ પર નહિ પણ સમુદ્રનાં મોજાં પર ઊછળતી હોડીમાં હોય એમ પહાડ કંપી ઊઠ્યો, ને પાછો સ્થિર થઇ ગયો. બીજી પળે મોટો ધડાકો થયો. ભયાનક ગર્જના થઈ. જાણે પાણી ને પથરા સાથે ઊછળ્યાં. ધૂમસમાંથી તેણે જોયું કે નીચે મેદાનમાં ધુમાડાનું કે ધૂળનું મોટું વાદળું ઊંચું ચડી રહ્યું છે. તેણે એ તરફ દોટ મૂકી. જઈને જોયું તો પહાડમાંથી પાણીનો પ્રચંડ પ્રવાહ ફૂટી નીકળ્યો હતો, ને તે ઊંચે ઊડતો હતો. જરાક વાર નરમ પડે ને પાછો જોરથી ઊછળે. પર્વતમાં મોટો ચિરાડો પડ્યો હતો, ને તેમાંથી પાણી ઊછળતું હતું. પહાડની નીચે એક નવી નદી ગાંડીતૂર થઈને ગર્જના કરતી ને તોડફોડ કરતી ધસી રહી હતી. પથરા ને ખડક જાણે ફીણ ન હોય એવી રીતે એને ઉછાળતી પોતાના પ્રવાહમાં ધસારાબંધ ઘસડી જતી હતી.

ગીબીએ એકાએક જોયું કે આ નવી નદી તો સીધી ઝૂંપડી તરફ ધસી રહી છે. તેણે એ દિશામાં દોટ મૂકી. રસ્તે વળી બીજો એક જોરદાર પ્રવાહ પહાડમાંથી ફૂટી નીકળતો દેખાયો. એવા તો છઆઠ પ્રવાહ ઘેર જતા સુધીમાં જોયા. તેને થયું કે આ પૃથ્વીનો પ્રલય થવા બેઠો છે કે શું? સૌથી મોટા પ્રવાહને તે એક જગાએ ઓળંગી ગયો. ક્યાંક ક્યાંક પથ્થરની મોટી શિલા, પહાડમાંથી તૂટી પડેલી, પથ્થરમાં ગોટીલાં ખાતી ખાતી જતી હતી. એવી એક શિલા જાણે એને કચડી નાખવા આવતો રાક્ષસ હોય એમ ગબડતી હતી, પણ તે દોડીને બચી ગયો. ગ્લેશગર એ તો આ પ્રદેશની ગિરિમાળાનો માત્ર એક પહાડ હતો. બીજા પહાડો પર શું બનતું હતું એ દેખાય એમ નહોતું. જાણે પાતાળ ફૂટ્યું હોય ને તેનાં પાણી જગતને ડુબાડી દેવા દોડી રહ્યાં હોય એવો ભીષણ દેખાવ હતો. પવનના સુસવાટા ને મુસળધાર વૃષ્ટિમાં જરાયે ઘટાડો થયો નહોતો. મુલક આખો જળબંબોળ થઈ રહ્યો હતો.

ઝૂંપડીની પાછળથી આવતો એક પ્રવાહ ઝૂંપડીની પાસે જ બે ભાગમાં વહેંચાઈ તેને ત્રણ બાજુ ઘેરી વળ્યો હતો. નાનકડા બગીચાની જમીન ધોવાઈને ઘસડાઈ ગઈ હતી. ગીબી છલંગ મારીને ઘરમાં ગયો. ડોસોડોસી પહાડ ઊતરી જવાની તૈયારીમાં જ હતાં. જેનેટે સારામાં સારાં કપડાં પહેરી લીધાં હતાં, રુમાલે વીંટાળેલું બાઈબલ બગલમાં માર્યું હતું, ને હાથમાં છત્રી લીધી હતી. ગીબીએ ખાઈ લીધું. રોબર્ટ લાકડી લઈને ખાટલા પર બેઠો હતો. ઑસકાર પૂંછડી પટપટાવતો તૈયાર ઊભો હતો. ગીબીએ રોટલો ને દૂધ ખાઈ લીધાં. પાણી તો ઘસ્યે આવતું હતું. ઝૂંપડી ક્યારે હતી નહોતી થઇ જશે તે કહી શકાતું નહોતું.

રોબર્ટ કહે: 'આ છત્રીનો બોજો શું કામ લે છે? છત્રી આખી ભીંજાઈ જશે.'

પતિનો વિનોદ સમજી જેનેટે સ્મિત કરીને કહ્યું: 'એ લીધા વિના ચાલે? એ તો વરસાદને રોકી રાખશે, ને મને પલળવા નહીં દે.'

ગીબીએ ગાય છોડીને દોરી લીધી. કુટુંબ બારણું ખોલીને નીકળ્યું. પહાડ ઊતરી વાડીએ પહોંચવાનો વિચાર હતો. પહાડ તો અવિચળ. તે પણ આજે આશરો નથી આપી શકતો એનું જેનેટને દુ:ખ થયું. પણ કુદરત કોપે ત્યાં પહાડ શી વિસાતમાં? એવો વિચાર કરી તેણે મન વાળ્યું. ગીબી તો આખે રસ્તે ગાતો હતો. જેનેટે એક જગાએ ખડકના પોલકારામાં છત્રી મૂકી દીધી, ને ઉપર પથરા મૂક્યા. રોબર્ટે એ વિષે મીઠી ટકોર કરી. જેનેટ કહે: 'મને મારા જીવની ફિકર હોય તો આ નાની છત્રીની પણ ફિકર રાખવી જોઈએ. પણ મને તો બેમાંથી એકેની ફિકર નથી. છત્રી સાવ જૂની છે એ ખરું. પણ એને વગરવિચારે ફેંકી ન દેવાય. ઈસુ ભગવાને શું કરેલું યાદ છે ને? એ તો રોટલાના ઢગલા ખડા કરી શકતા હતા. તોયે એમણે કહેલું કે રોટલાના ટુકડા ભેગા કરી લેજો, ને એક કરચ પણ નકામી જવા દેશો નહીં.'

વાવાઝોડું પૂરું થયે છત્રી એ જ જગાએથી જડેલી; ને એમાં બે નવા સળિયા નાંખ્યા એટલે જેનેટને જિંદગીના છેક છેલ્લા દહાડા સુધી કામ લાગી હતી.

પહાડની ખીણમાં લૉરીનું નાળું વહેતું હતું. ત્રણ દિવસ પર તો તે નાનો સરખો વોકળો હતો, ને તેમાં ક્યાંક ઊંડો ખાડો આવતો તો ક્યાંક પાણી નાના કાંકરા પર થઈને ખળખળ વહેતું હતું. આજે તેનાં પાણી બંને કાંઠાની પાર દૂર દૂર સુધી ચાલ્યાં ગયાં હતાં, ને નાળાની મોટી નદી બની ગઈ હતી. તેનું પાણી હજુ રસ્તાને અડયું નહોતું. પણ પહાડમાંથી ધોધમાર આવતા પાણીને લીધે રસ્તામાં કેટલીક જગાએ ગાબડાં પડી ગયાં હતાં. વાડીમાં પહોંચવાને રસ્તા પરથી લૉરી પરનો એક પુલ ઓળંગીને જવું પડતું. પુલની બંને બાજુના રસ્તા પર પાણીનાં તળાવડાં ભરાઈ ગયેલાં, તેમાં ચાલીને જવું પડયું. પણ રસ્તો ઊંચો, એટલે તેના પર થઇને વાડીમાંના ઘર સુધી પહોંચી તો ગયાં. ગીબીને ગાય લઈ કોઢ તરફ મોકલ્યો; ને ડોસોડોસી રસોડામાં ગયાં. ઘરમાં જીને એમને આવકાર આપ્યો.

એમના અવાજ સાંભળી વાડીનો માલિક જૉન ડફ રસોડામાં આવ્યો. તે મધ્યમ કદનો ને આધેડ ઉંમરનો હતો, ને કંઇક ગામડિયા જેવો દેખાતો હતો. તેની આંખો તીક્ષ્ણ હતી. તેને ચપટા ભરીભરીને તપખીર સૂંઘવાની ટેવ હતી. બોલવેચાલવે મોકળા મનનો હતો. અભ્યાગતનું હંમેશાં સ્વાગત કરતો. તેણે પણ ડોસા-ડોસીને આવકાર આપ્યો. જીને એમને કોરાં કપડાં પહેરવાને આપ્યાં, દેવતા સળગાવ્યો, ને નાસ્તો બનાવ્યો. પછી પૂછે: 'પેલો તમારો મૂગો ક્યાં છે?' એ તો ક્યારનો પહાડ પર રાખેલાં ઘેટાં પાસે ચાલ્યો ગયો હતો. ખાતાં ખાતાં વાતો ચાલી. જેનેટ વાતવાતમાં બાઇબલનો કંઇક પ્રસંગ કે વચન કાઢે. જીનને એ બધું સમજાય નહીં.

દરમ્યાન વરસાદ ને વાવાઝોડું ચાલુ હતાં, ને રેલનું પાણી

વધ્યે જતું હતું. નદીમાં ઉપરના ભાગમાંથી ઘાસ ને અનાજ તણાઇ આવતું હતું. વાડીવાળું ઘર કંઈક ઊંચાણમાં હતું, પણ આસપાસના ખેતરોના ભાગમાં પાણી પાણી થઈ ગયું હતું. ક્યાંક થંભી ગયેલું, ક્યાંક ધીરેધીરે વહેતું, તો ક્યાંક નદીની પેઠે ધસારાબંધ દોડતું. જાતજાતની ચીજો તણાતી ચાલી જતી હતી. વાડીવાળા ડફના જીવને ભારે અજંપો હતો.

સાંજ પડતા સુધીમાં આજુબાજુમાં રહેતાં બીજાં કેટલાંક માણસે પણ આવીને આ ઘરમાં આશરો લીધો. રાત પડી તોયે ગીબી આવ્યો નહીં. જેનેટે આખી રાત જાગીને ઇશ્વરની પ્રાર્થના કરી.

સવાર પડયું. વાડીવાળાનાં ખેતર અલોપ થઈ ગયાં હતાં. ઊભા પાકનું પણ નામનિશાન રહ્યું નહોતું. જોન ડફનું હૈયું બેસી ગયું. પાણી ઘેટાં બાંધવાના વાડા સુધી આવી પહોંચ્યું હતું. પાણી ઊતરે નહીં તો ઘાસના પૂળા બધા તણાઈ જાય. રેલ વધતી હતી, વરસાદ મુસળધાર પડતો હતો, પણ ગીબી આવ્યો નહીં. એનું જે થયું હોય તે ખરું. એની વિમાસણ કરવી નકામી હતી. હોડીમાં બેઠા વિના વાડીમાં અવાય એવું રહ્યું નહોતું. એટલામાં એક ધોળા વાળવાળી ડોસી આવી ચડી, એને પણ ઘરમાં આશરો મળ્યો. એના ચહેરા પરથી તે અડધી પીધેલ લાગતી હતી. પણ આવે વખતે આવેલાને કાઢી કેમ મુકાય? એ પાછી જવા ધારે તોયે જઈ શકે એમ નહોતું. ગીબીને શોધવા ગયેલા માણસો પાછા ફર્યા. એમાંનો એક તો તણાઈ જતો માંડ બચ્યો હતો. રોબર્ટ એના ઘડપણના આ દીકરા માટે ચિન્તા કરતો આંટા મારતો હતો. જેનેટે એને કહ્યું: ' ભગવાન ઇસુના શિષ્યો ગેલીલી સરોવર પર હોડીમાં હતા તે વખતે ભગવાન એમની પાસે ન આવ્યા હોત તો એમની કેવી દશા થાત? એના કરતાં તો ગીબીની દશા ગ્લેશગર પહાડ પર ખરાબ નહીં હોય ને? ભગવાને નથી કહ્યું: હે શ્રદ્ધા વિનાના લોકો, તમે શા સારુ શંકા રાખો છો? માટે હિમ્મત રાખો, રોબર્ટ. પોતાના માણસો ડરપોક બને એ ભગવાનને ન ગમે. '

'ખરી વાત છે, જેનેટ,' રોબર્ટે કહ્યું. તેના મનની બેચેની કંઈક ઓછી થઈ. 'ગીબી' નામ સાંભળતાં પેલી નવી આવેલી ડોસીની આંખ ચમકી, એ બેમાંથી એકેના ધ્યાનમાં ન આવ્યું.

વરસાદ, પવન ને રેલ અટકવાને બદલે વધતાં હતાં. ચારે તરફ ડહોળા પાણીનો મહાસાગર દેખાતો હતો. ચોમેર વહેતા પાણીનો ઘુઘવાટ સંભળાતો હતો. પાણીએ માઝા મૂકી હતી. ક્યાંક નવા કાંપના થર જામ્યા. ક્યાંક રેતી ને કાંકરાના ઊંચા ઢગ વળ્યા. ક્યાંક ખેતરમાંથી ઊભા મોલ તણાઈ ગયા. ક્યાંક જમીન ખોદાઈને તળાવ બની ગયાં. ક્યાંક સુંદર લીલાછમ ઘાસથી છવાયેલાં મેદાન અલોપ થઈ ગયાં. જંગલ મેદાનમેદાન થઈ ગયાં. ઝાડ ને માટી સાથે તણાયાં. આખો મુલક જાણે પહેલાં કદી નહોતો એવો બની ગયો. ઘર પડી ગયાં, અંદરની ઘરવખરી રેલમાં તરતી તરતી સમુદ્રમાં ઘસડાઈ ગઈ. સૂકા ઘાસની ગંજીઓ ક્યાંક માથાબૂડ રેતીમાં દટાઈ ગઈ, ને ક્યાંક પાણીમાં આખી ને આખી તણાઈ. મોટાં મોટાં ઝાડ પહાડ પરથી ઘસતાં ઘસતાં આવ્યાં, ને તેના ધક્કાથી ઝૂંપડાં, તેમજ પથ્થરના પુલ તૂટી ગયાં. લાકડાની ચક્કીઓ, છાજવાળાં છાપરાં, ને ચક્કીનાં મોટાં પૈડાં ડબૂક ડબૂક કરતાં દરિયા તરફ ચાલ્યાં. વાડીના ઘરનાં માણસોએ માળ પર જઈને જોયું તો મોટી નદી ડાવરમાં ખેતર અને ઘરનાં ઘાસ, અનાજ, ને બીજી ઘરવખરી તણાતાં દેખાયાં. ખુરસીઓ, ટેબલો, કબાટ, ગાડાં, જીન, કબાટનાં ખાનાં, કપડાં, ખાટલા, ધાબળા, બાંકડા, પંજેટીઓ, રંદા, પનીર, રવૈયા, રેંટિયા, ઘોડિયાં, લોઢાનાં વાસણ, હાથગાડીઓ ને બીજી અનેક વસ્તુઓ તેમની નજર આગળ થઈને ઘસડાતી ચાલી. સહુ મૂગે મોઢે ઊભાં રહીને જોયા કરતાં હતાં. એટલામાં દૂર દૂર પાણીમાં ચાર પાયાવાળો એક ખાટલો તરતો જતો દેખાયો. તેના ભીંજાઈ ગયેલા પડદા પવનમાં ફફડતા હતા. ઉપર કોક માણસ પણ બેઠેલું જણાયું. સહુએ બૂમ તો પાડી. પણ એને કોઈ રોકી શકે એમ નહોતું.

વાડીના તબેલા, કોઢ ને કોઠારમાં પાણી ભરાયું હતું, ને રસોડામાં પેસવાની અણી પર હતું. મોટી ડાવર નદી ને તેમાં ભળતું લૉરીનું નાળું એકાકાર થઈ જવાની તૈયારીમાં હતાં. ડૅાનાલ ને બીજા બેત્રણ જણ રેલ જોવા નીકળી પડ્યા હતા. કેટલાંયે સસલાં ઝાડમાં ભરાઈ ગયેલાં પકડાયાં. એટલામાં તો ઘોડાના તબેલાનો એક ભાગ તૂટી પડ્યો. એક તણાતું ઝાડ અથડાયું, તબેલો ઘણુંઘણી ઊઠ્યો, ને ઘોડા ગભરાયા. જૉન ડફે માણસોને બોલાવી ઘોડાને માળ પર ચડાવવા માંડ્યા. તેણે પોતે તેના માનીતા સ્નોબોલની લગામ ઝાલી. પણ સ્નોબોલે બીજા ઘોડાના ડાબલા દાદરા પર વાગતા સાંભળ્યા કે તે છળી ગયો, ને શેઠના હાથમાંથી છૂટી તબેલા તરફ નાઠો. ડફ ત્યાં પહોંચે તે પહેલાં તો ઘોડો પાણીના જોરદાર પ્રવાહમાં ઘસડાયો. શેઠે માળ પર ચડીને તેને તણાતો જોયો. એક-બેવાર તે ઊંધો વળી જતો દેખાયો. ડાવર તરફ તે ઘસડાતો હતો, એટલે 'ગયો! ગયો!' થઈ રહ્યું. ડફની આંખો આંસુથી ભરાઈ ગઈ.

## ૧૫

## જીની ક્યાં ?

હવે આપણે ગીબી તરફ વળીએ. તે ગાયને મૂકી દોડતે પગલે પાછો ફર્યો. તે લૉરીનો પુલ ઓળંગી ગયો, ને પુલ તૂટ્યો. તે જેમ તેમ કરતો પહાડ પર ગયો. એક ખડક નીચે બેસી ગજવામાંના રોટલાનો લોંદો થઈ ગયેલો તે ખાઈ લીધો. ઘેટાં જ્યાં મૂકી આવેલો તે જગાએ ગયો. પાણી એ બખોલમાં ભરાવાની તૈયારીમાં હતું. ઘેટાંને છૂટાં મૂકી દેવાં એ જ એને સારો રસ્તો લાગ્યો; એટલે તેમને કાઢી, જરા ઊંચે લઈ જઈ છોડી મૂક્યાં. ભૂખ કકડીને લાગી હતી.

પાણી કાપતો કાપતો ઝૂંપડીએ ગયો. ઝૂંપડી સાબૂત હતી. ઝૂંપડી તરફ આવતો પ્રવાહ આડો ફંટાઈ ગયો હતો. તેણે ઝૂંપડીમાં ભરાયેલું પાણી કાઢી નાખ્યું, દેવતા સળગાવ્યો, ને ઘેંસ કરીને ખાધી. ખુરસીમાં પડ્યે પડ્યે કલાકેક ઊંઘી લીધું. પછી ગોખલામાંથી બાઇબલ કાઢીને વાંચવા માંડ્યું. જોનના પત્રનું ત્રીજું પ્રકરણ વાંચતાં વાંચતાં આ શબ્દો આવ્યા : 'આ રીતે આપણે ઇશ્વરના પ્રેમનું દર્શન કરી શકીએ છીએ, કેમકે તેમણે આપણે કાજે પોતાનો જીવ આપ્યો. તે જ પ્રમાણે આપણે પણ આપણા ભાઇઓને કાજે જીવ આપવો જોઈએ.'

ગીબીને વિચાર આવ્યો : 'હું તો અહીં એદી બનીને બેઠો છું. તાપું છું, ખાઉં છું, વાંચું છું. ને નીચે આખી દુનિયા રેલમાં તણાય છે. ત્યાંના જીવોને બચાવવા મારાથી મરી તો શકાતું નથી. પણ એમાંથી જેને બચાવી શકાય તેને બચાવવા તો જોઈએ—પછી ભલેને એકાદ મરઘા કે વાછરડાને બચાવાય. જેણે મને મોકલ્યો છે તેનું કામ મારે કરવું જોઈએ. એણે કેટલા બધા જીવોને ઉગાર્યા હતા !

તે ઊઠીને નીકળી પડ્યો, ને ગાતો નાચતો નીચે પહોંચ્યો. તેને જમીનદારનો બંગલો યાદ આવ્યો. બંગલાની બે બાજુ બે નાળાં હતાં. તે ઊભરાઈને મોટી નદીઓ થઈ ગયેલી. બંગલાનો દરવાજો, પુલ, દીવાલ, કંપાઉંડમાંનો રસ્તો, બધું તણાઈ ગયેલું. બગીચાના ઝાડ ને છોડવા તણાતાં હતાં. બંગલામાં એક રસોઇયણ ને એકાદ નોકર બાદ કરતાં જીની એકલી હતી. બારીમાં ઊભી ઊભી બહારનો દેખાવ જોતી હતી. એટલામાં કોઈએ બારણે સહેજ ટકોરો કર્યો, ને ગીબી અંદર આવ્યો. ગીબીએ હાથ વડે નિશાની કરીને કહ્યું : 'ચાલો મારી સાથે.' જીની એનો પૂરો અર્થ સમજી નહીં. ગીબી સમજાવે પણ શી રીતે? વખત વહી જતો હતો. તેણે જીનીનો હાથ પકડ્યો, ને બહાર દોડ્યો. જીનીને હવે એના પર વિશ્વાસ હતો,

એટલે તેણે ખેંચતાણ કરી નહીં કે ચીસ પાડી નહીં. તેના કહેવાથી, રસોઇયણને ચેતવવા ગીબીએ ત્રણ ટકોરા રસોડાને બારણે માર્યા. ને પછી બે જણે જોરથી દોટ મૂકી. બહાર નીકળ્યા પછી જીનીને ખબર પડી કે બંગલો કેવા જોખમમાં છે. પાસેમાં પાસેનો આશરો હવે ઝૂંપડીનો જ હતો. ઊંચેથી તેમણે રસોઇયણ અને એંગસને પણ બંગલામાંથી નીકળી જતાં જોયાં, એટલે જીનીને ધારણ વળી. તે પહેર્યે કપડે આવી હતી. એક જગાએ વહેણ ઓળંગવાનું આવ્યું ત્યાં તેને ગીબીએ ઉપાડી લીધી. જીની જરા પણ હિમ્મત હારી નહીં. છેવટે ઝૂંપડી આવી. અંધારું થવા આવ્યું હતું. જીની તો જતાંવેંત ખુરસીમાં પડી. ગીબીએ દેવતા સળગાવ્યો, પાણી ગરમ કર્યું, ભંડારિયું ખોલી જેનેટનાં કપડાંમાંથી જે જોઈએ તે લેવાનું જીનીને કહ્યું, ને ગાયની કોઢમાં જઈ થાક્યોપાક્યો ઘાસ પર પડ્યો. થોડી વારે ઘરમાં ગયો તો જીની ઘેંસ બનાવતી હતી. બંને જણ ખૂબ હસ્યાં. જેનેટનાં કપડાંમાં જીનીનો દેખાવ બહુ રમૂજી લાગતો હતો. ઘરમાં દૂધ પુષ્કળ હતું. બે જણે સાથે બેસીને ખાધું. ગીબીએ અંદરની ઓરડીમાં જીનીને પથારી કરી આપી, ને બે જણ ઘસઘસાટ ઊંઘી ગયાં.

ગીબી પરોઢિયે ઊઠ્યો. વરસાદ અને પવનનું જોર વધ્યું હતું. જીની ઊઠીને બહાર આવી. ગીબી ઘરમાં નહોતો. તેણે દેવતા સળગાવી પાણી મૂક્યું. પણ ગીબી ન આવ્યો. જીનીએ પાણી અનેકવાર ઉતાર્યું, ને પાછું દેવતા પર મૂક્યું. પણ ગીબી દેખાયો નહીં. છેવટે તેણે ઘેંસ કરી, ને તે ખાવા માટે લાકડાની રકાબીમાં રેડવા જાય છે ત્યાં પાટી પર કંઈક લખેલું જોવામાં આવ્યું. એ શબ્દો આ પ્રમાણે હતા: 'મારાથી અવાશે એટલો જલદી હું આવીશ.' જીની સાવ એકલી પડી. તેણે ખાધું, ને પછી રડવા લાગી. 'ગીબી મને આમ મૂકીને ગયો? કેવો નિર્દય! પણ ના, એ તો દેવદૂત છે. બીજા કોઈને મદદ કરવા ગયો હશે.' ઘરમાં

થોડીક ચોપડીઓ હતી તેમાંથી વાંચતાં વાંચતાં વખત જવા લાગ્યો. વચ્ચે વચ્ચે જીની રડી લેતી. તેણે ફરી રોટલો ને દૂધ ખાધું, પાછી રડી, ને પાછું ખાધું. ચોમેર કડાકા તો કાન ફાડી નાખે એવા થતા હતા. રાત પડી તોયે ગીબી ન આવ્યો. તે હારીથાકીને ઊંઘી ગઈ.

બીજા દિવસનું સવાર પડયું. વરસાદ ને પવનનું જોર કંઈક નરમ પડયું હતું. જીની બહાર જઈને વહેતા પાણીમાં નાહી. તેણે પોતાનાં કપડાં પહેરી લીધાં, ને જમી પરવારીને બેઠી.

## ૧૬

# પાણીના વહેણમાં

બંગલાથી બે ખેતરવા દૂર આવેલા ઍંગસના ઘર આગળ બે મોટાં ગરનાળાં ભેગાં થઈને દરિયો ઘૂઘવતો હતો. પાણી ઘરની ચોમેર ફરી વળ્યું, એટલે ઍંગસે બૈરીછોકરાંને મેડે મોકલી દીધાં, ને તે પણ થોડી વાર પછી ઉપર ગયો. એના એક છોકરાની પાસે નાનું ગલૂડિયું હતું તે તેણે ખિજાઈને બારીમાંથી પાણીમાં ફેંકી દીધું. ગલૂડિયું તણાવા લાગ્યું. તેની પાછળ ઍંગસે પણ ઝંપલાવ્યું, ને ગલૂડિયાને પકડી તરતા તરતા ઘર તરફ જવા માંડયું. તે સરસ તારો હતો. એટલામાં પ્રવાહમાં ખેંચાઈ આવતું એક મોટું ઝાડવું તેને મોઢે ભટકાયું, ને તે તણાવા લાગ્યો. તેણે ગલૂડિયાને ફેંકી દઈ, હાથ વીંઝીને ઘર તરફ જવા માંડયું. તેને થયું, બસ ખલાસ, મૂઓ હવે ! એની બૈરી ઘરમાં ઊભી ઊભી ચીસેચીસ પાડતી હતી. એની ચીસ ગીબીએ સાંભળી, ને તે એ તરફ વળ્યો. ઍંગસ એક મોટા ઝાડમાં ભરાઈ ગયેલો, ને તેને વળગી રહ્યો હતો. પણ ત્યાં

કેટલું ટકી શકાશે એની ખાતરી નહોતી. ગીબી તરતો તરતો ઘર આગળ પહોંચ્યો. બૈરીએ આંગળીની નિશાની કરી એંગસ બતાવ્યો.

હવે તો દોરડું મળે તો એંગસ બચે. ઘરમાં દોરડાં તો ઘણાં હશે. ગીબી પાણીમાંથી ઘરમાં પેસવા ગયો, પણ એંગસની બૈરી તો ગાળો જ દેવા લાગી. ગીબી એને સમજાવે શી રીતે? બૈરીને ગણકાર્યા વિના તે એક બંધ બારી તોડીને અંદર પેઠો. ઘરમાં એક તરતું પીપ જોયું. 'હા! હા! બસ આ જ જોઈએ! ઠીક મળી ગયું!' ભીંતે જાળ ને દોરડાં પણ હતાં. ગીબીએ પીપને લાંબું દોરડું બાંધ્યું. તેનો છૂટો છેડો એક સળિયે બાંધ્યો. પછી પીપ તરતું મૂકયું. હાથમાં દોરી રાખી પીપને જોઈએ તે દિશામાં વાળ્યું. પીપ જઈને ઝાડને અથડાયું. એંગસે હરખથી કિકિયારી કરી પીપ પકડયું, ને તેનો આશરો લઈ પાણીમાં ઝંપલાવ્યું. તરતો તરતો ઘેર પહોંચ્યો, ને લોથ થઈ ગયેલો મેડે ચડી ઢગલો થઈને પડયો.

તેની બૈરીને પસ્તાવો થયો. ગીબીને વિષે તેને ઉપકારની લાગણી ઊપજી. ગીબીનો આભાર માનવા જાય ત્યાં તો ગીબી અલોપ! તે તો પીપ પકડીને ફરી પાછો વહેણમાં પડયો હતો. ઘરનાં આખાં છાપરાંનાં છાપરાં તણાતાં હતાં. એક ઘોડિયું તણાતું ગીબીએ અટકાવીને અંદર જોયું, પણ તે ખાલી હતું. ઘાસના પૂળાનો મોટો એક ઢગલો તણાતો આવ્યો. તેના પર ચડી જુએ છે તો ચારે પાસ પાણી જ પાણી! કયાંક કયાંક ઝાડનાં માથાં પાણી પર તરતાં હતાં.

એટલામાં તેને દૂરથી અવાજ સંભળાયો. નક્કી એ તો ઘોડાનો જ અવાજ. એની સામે વાડીમાંથી બીજા અનેક ઘોડાના અવાજ આવ્યા. પેલા એક ઘોડાનો અવાજ પાછો વધારે છેટેથી આવ્યો, ને પછી તો ફરીફરીને સંભળાવા લાગ્યો. ગીબીએ સ્નોબોલનો અવાજ ઓળખ્યો. ડહોળા રતૂમડા પાણીમાં દૂર દૂર ઘોડાનું સફેદ માથું દેખાયું. તે પીપનો આધાર લઈ પાણીમાં પડયો, ને હાથ વીંઝતો

અવાજની દિશામાં જવા લાગ્યો. કલાકવારે એ જગાએ પહોંચી શક્યો. ત્યાં કંઈક ઊંચી એક પાળ હતી એના પર ચડ્યો. ઘોડો હર્ષથી ધીરે અવાજે હણહણી ઊઠ્યો. થાકીને ગરીબ ગાય જેવો થઈ ગયો હતો. ગીબીએ પોતાના હાથમાંનું દોરડું ઘોડાને ગળે વળગી રહેલી રાશ સાથે બાંધ્યું, ને પીપને આધારે તરતાં તરતાં વાડીનો રસ્તો લીધો. મુસાફરી લાંબી હતી. રસ્તો ધીરે ધીરે કપાતો ગયો. છેવટે પીપ આખું પાણીથી ભરાઈ ગયું, એટલે ગીબીએ તેને ફગાવી દીધું.

દરમ્યાન વાડીમાં એક તરાપો આવી ચડ્યો હતો. તેના પર એક સ્ત્રી હતી, ને ચાર છોકરાં તેને વીંટળાઇને બેઠાં હતાં. સ્ત્રીએ ફરાકની ચાળ હાથ વડે માથા પર ઊંચી ધરી રાખીને સઢ બનાવ્યો હતો. તરાપો એણે જાતે બનાવ્યો હતો. એને કોઇ ઓળખતું નહોતું. પણ એની અક્કલ, હિંમત ને સફળતા જોઇને ડફ એવો ફિદા થઇ ગયો કે એ કુટુંબને તો એણે આશરો આપ્યો જ, પણ ઉપરાંત નિશ્ચય કર્યો કે આ તરાપો રહે ત્યાં સુધી સાચવી રાખવો.

ઘોડાને તો માળ પર અગાઉ દહાડે ચડાવ્યા હતા. આજે ઢોરને પણ દાદરા પર થઇને ચડાવ્યાં. પાણી ક્યારે ઊતરશે એની કશી ગમ પડતી નહોતી. ક્લેર ચૂપચાપ બેઠી હતી. પણ જેનેટ જો કંઇ કહેવા જાય તો તોછડાઇથી જ જવાબ દેતી. જીન અને જેનેટની વાતમાં ગીબીનું નામ ફરી નીકળ્યું. જીન ગઇ એટલે ક્લેરે જેનેટની સાથે વાત શરૂ કરી, ને ગીબી વિષે બધી ખબર મેળવી લીધી. પોતે એને વિષે જે જાણતી હતી તેમાંથી કેટલુંક જેનેટને કહ્યું. પછી બે જણ સહેજ બારીએ જઈને ઊભાં રહ્યાં. તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. પાણીમાં સ્નોબોલ ધીરેધીરે તરતો તરતો આવતો હતો, ને ગીબી એના પર સવાર થયેલો હતો. જીન, જોન બધાં બારીએ આવી ગીબીને આવકાર આપવા લાગ્યાં. સ્નોબોલને જોઈ જોન તો હરખ-ઘેલો થઈ ગયો. ગીબી ઘર પાસે આવ્યો એટલે સહુએ બૂમાબૂમ

કરી મૂકી, ને સહુએ જાતજાતની સૂચનાઓ આપી. ગીબીએ મોઢું મલકાવી સહુને જવાબ આપ્યા. ડોનાલ્ડ પાણીમાં પડયો. બેએ મળીને કેક યુક્તિઓ કરી સ્નોબૉલને ઘરમાં પેસાડયો. જોન અને રૉબર્ટ તેને પંપાળી, થાબડી, શાન્ત પાડી બીજા ઘોડા પાસે લઈ ગયા. ગીબીને જેનેટે બાથમાં લઈ લીધો, ને સ્ત્રીઓવાળા ઓરડામાં લઈ ગઈ. એ મુલકમાં બધે દવા તો કે દારૂ. જોન ડફે દારૂનો એક જામ ગીબીને આપવા માંડયો, પણ ગીબીએ મોઢા પર અવિશ્વાસ અને આભારની વિચિત્ર લાગણી દર્શાવી મોઢું ફેરવી લીધું. એના બાપની જિંદગી કંઈ એળે ગઈ નહોતી. દારૂના દર્શનથી ને તેની ગંધથી ગીબીને કમકમાં આવી જતાં. જરા વારમાં તો ગીબી જેનેટની આસપાસ નાચવા લાગ્યો. બહુ આનંદમાં આવી જાય એટલે એક પગે ઊભો રહે. આનંદ કેમ ન થાય? તેણે બે દિવસમાં કેટલા જીવને બચાવ્યા હતા! એક એની મિત્ર હતી, એક શત્રુ હતો, ને એક પશુ હતું. ક્રોલે ગીબીને તાકીતાકીને નિહાળી લીધો. તે કંઈ બોલી નહીં. જેનેટનું ધ્યાન ફરી એ દિશામાં ગયું ત્યારે તો એ અદૃશ્ય થઈ ગયેલી. જમવા વખતે આખા ઘરમાં એની શોધ કરી, પણ તે જડી નહીં. ખોળ કરવામાં એટલી ખબર પડી કે પેલો તરાપો પણ લટકાવેલો ત્યાંથી અલોપ થઈ ગયો હતો. એ તરાપો લઈને જ ગઈ હોવી જોઈએ. આવામાં કેમ જવાય? કોઈ કહે: 'નક્કી એ ડાકણ જ હોવી જોઇએ.' જોન કહે: 'સ્નોબૉલ આવ્યો એ સારા શુકન થયા.' એની બહેન જીન કહે: 'ના, પેલી ડાકણ ગઈ એ સારા શુકન થયા.' સાંજે અંધારું થતા પહેલાં વરસાદ બંધ પડી ગયો. પાણી વધતું બંધ થયું, ને તસુ તસુ કરીને ઘટવા લાગ્યું. સવાર સુધીમાં તો ઘણું ઊતરી ગયું. જોને સ્નોબૉલને બચાવ્યા માટે ગીબીનો આભાર ન માન્યો. 'આવો મૂગો જડ છોકરો આભારમાં શું સમજે? ને એવાને પૈસા આપીને પણ શો ફાયદો?' પણ આ પ્રસંગ પછી તે હંમેશાં ગીબી જોડે હેતથી બોલતો. ગીબીને એટલું બસ હતું.

ગીબી પરોડિયે પહાડ પર ગયેલો તે બપોરે પાછો ફર્યો; ને ડોસોડોસી અને ગીબી રસ્તે થયેલું નુકસાન જોતાં જોતાં ને માણસોને મળતાં મળતાં છેક રાતે ઘેર પહોંચ્યાં. જીનીએ ઝૂંપડી વાળીને સાફ કરી રાખી હતી. તેને અનુભવ થયો હતો કે ગરીબમાં ગરીબ ઘરમાં પણ જો પ્રેમ હોય તો ત્યાં સ્વર્ગના જેવું સુખ મળી શકે છે. જેનેટને એટલો જ પસ્તાવો થયો કે 'જો હું ભગવાન પર ભરોસો રાખીને અહીં જ રહી હોત તો કેવું સારું થાત!'

ચાર દિવસ પછી પૂરો ઉઘાડ થઈ ગયો, એટલે ગીબી જીનીને બંગલે મૂકી આવ્યો. જમીનદાર આવ્યો હતો. તેણે ગીબીને આવકાર આપવાને બદલે ધુતકારી કાઢ્યો, ને મારવાની ધમકી આપી. જીનીને ધમકાવી કાઢી; એટલું જ નહીં પણ સામું બોલવાના ગુના માટે તેને ઓરડીમાં પૂરી તાળું વાસી દીધું. બીજે દિવસે તેને લઈ લંડન ગયો, ને ત્યાં તેને એક નિશાળમાં મૂકી દેવાની ગોઠવણ કરી.

## ૧૭

## ભાળ મળી

થોડા દિવસ પછી એકવાર ગીબી ઘેર પહોંચ્યો ત્યાં જેનેટને કોઈ અજાણ્યા માણસ સાથે વાત કરતી જોઈ. જેનેટની આંખમાં આંસુ હતાં, ને ગાલ પર તેની ધારો ચાલી રહી હતી, પણ તે હંમેશના જેવી શાન્ત ને સ્વસ્થ હતી.

'લો આ આવ્યો!' ગીબી દાખલ થયો એટલે તે બોલી. 'જેવી ભગવાનની મરજી. હું તો તેની આજ્ઞા માનવા હંમેશાં તૈયાર છું. ને ગીબી પણ છે.'

આવનાર માણસ તે શહેરનો પાદરી સ્ફ્લેટર હતો. પેલી

'ડાકણ'નો ફેરો સફળ થયો હતો. રફ્લેટર અહીં શા માટે આવ્યો હતો એ જાણવા સારુ થોડો જૂનો ઈતિહાસ જાણવો જરૂરનો છે. ગીબી શહેરમાંથી અલોપ થઈ ગયો ત્યારે એને માટે ઘણી શોધાશોધ થયેલી, એ પાછળ કહેવાઈ ગયું છે. એ પ્રસંગે લોકોમાં એની ઘણી વાતો ચાલેલી. રફ્લેટર પાદરી હોઈ એને એ છોકરાના પૂર્વજોનો ઇતિહાસ શોધવામાં રસ પડચો. ગીબીના મોસાળમાં એક મામો હતો તે વહાણ બાંધનારી એક પેઢીમાં ભાગીદાર હતો. બહેને પિયરનાં બધાં માણસની મરજી વિરુદ્ધ લગ્ન કરેલું, એટલે પિયરવાળાંએ એની સાથે સગાઈસાંધો રાખ્યો નહોતો. બહેને કુટુંબને બટ્ટો લગાડચો એમ જ એ લોકો માનતાં. ગીબી મૂગો છે ને રખડી ખાય છે એવી વાત મામાને કાને આવ્યા પછી તેણે એને વિષે વિચાર કરવાનું જ માંડી વાળ્યું હતું. રફ્લેટરે એને મળીને ગીબી વિષે વાત કરી જોઈ, પણ કંઈ સાર નીકળ્યો નહીં.

થોડા વખત પછી એ મામો એકાએક મરી ગયો. તેણે વીલ કર્યું નહોતું. બે લાખ પાઉંડની મિલકત હતી. રફ્લેટરને થયું, આ મિલકત હવે કદાચ ગીબીને જ મળશે. તેણે તપાસ શરૂ કરી. એને મનમાં ઊંડે ઊંડે એવો લોભ ખરો કે આવો શ્રીમંત છોકરો પોતાના હાથમાં હોય, તો તે મોટો થયે તેની પાસેથી પોતાની અનેક યોજનાઓ માટે પૈસાની મદદ મળે. ગીબી પુખ્ત ઉંમરનો થાય ત્યાં સુધી પોતે એનો વાલી રહે, એવો હુકમ તેણે અદાલત પાસેથી મેળવ્યો.

પણ ગીબી ક્યાં હતો? ક્રોલ પાસેથી તેની ભાળ મળી શકે. પણ ક્રોલનું ઠેકાણું રફ્લેટર જાણતો નહોતો. તે જાતજાતની ચીજોની ફેરી કરતી. એનું કારમું રૂપ જોઈને સ્ત્રીઓ એની પાસેથી કંઈક ને કંઈક ચીજો લેતી. તેમને બીક લાગતી કે એની પાસેથી ન લઈએ ને કદાચ એ છોકરાંને કંઈ કામણટ્રમણ કરે તો? ક્રોલે સાંભળ્યું કે ગીબીને મોટો વારસો મળ્યો છે; ને તેની ભાળ કાઢી

આપનાર કે તેનો પત્તો લાવી આપનારને સો પાઉંડ ઇનામ આપવામાં આવશે એમ દાંડી પીટીને જાહેર કરવામાં આવ્યું છે. ઇનામની લાલચે ફ્રૉલ ગીબીની શોધમાં નીકળી. તેણે જ્યોર્જ પાસેથી ડાવરકાંઠાનું નામ ઘણીવાર સાંભળેલું. એટલે ગીબી કદાચ ત્યાં હોય એવી અટકળ કરીને તે આ તરફ આવેલી. ત્યાં તેને અણધારી રીતે ગીબીની ભાળ મળી, એટલું જ નહીં પણ તેણે ગીબીને નજરોનજર જોયો પણ ખરો. તેણે શહેરમાં જઈ તરત સ્ક્લેટરને ખબર આપી. તે પરથી સ્ક્લેટર પહાડ પર આવ્યો હતો. ગીબીને શહેરમાં જવા દેવાને તે રોબર્ટ અને જેનેટને સમજાવી શક્યો હતો.

ગીબીને સમજાવવાનું મુશ્કેલ હતું. તે માબાપને છોડીને જવા રાજી નહોતો. સ્ક્લેટર પાસેથી તેણે જાણ્યું કે તેને ગયા વિના છૂટકો નથી, ને એકવીસ વરસની ઉંમર પૂરી થાય ત્યાં સુધી તેનાથી મરજીમાં આવે એમ નહીં વર્તી શકાય; એટલે તેણે જેનેટ સામે આંસુભરી આંખે નજર નાખી. પછી ઊઠીને પહાડની ટોચ પર ચાલ્યો ગયો, ને મધરાત સુધી ઘેર આવ્યો નહીં. રાતે સૂતા પહેલાં તેણે પાટી પર લખી રાખ્યું : 'પાદરી સાહેબ, તમે ડોનાલને પણ લઇ લેશો, ને તેને કૉલેજમાં જવા દેશો, તો તમે કહેશો ત્યારે હું તમારી સાથે આવીશ. પણ જો તમે ડોનાલને નહીં લઈ લો તો હું નાસી જઈશ.' સ્ક્લેટરે રકઝક શરૂ કરી, એટલે ગીબી ખરેખર નાસી ગયો. છેવટે એની વાત સ્ક્લેટરને કબૂલ કરવી પડી. અને સ્કલેટર તથા ગીબી શહેરમાં પહોંચ્યા.

## ૧૮

# ફરી પાછો શહેરમાં

શહેરમાં આવ્યા તે જ વખતે ગીબીએ નિશાળની છોકરીઓની એક ટુકડીને હારબંધ જતી જોઈ. એમાં જીની પણ હતી. એના બાપે એને મિસ ક્રિમ્બલ કરીને એક શિક્ષિકાના કન્યા છાત્રાલયમાં મૂકી હતી. જીનીને જોઈ ગીબી ફલંગો મારતો એ તરફ ગયો. ટોપી પણ રસ્તામાં પડી ગઈ. ગામઠી દરજીએ બનાવેલાં એનાં કપડાં જોઇ છોકરીઓ હસી પડી. જીનીને એની સાથે બોલતી જોઈ શિક્ષિકા ગુસ્સે થઈ ગઈ. રફ્લેટરે એને શાન્ત પાડીને ગીબીની ઓળખાણ કરાવી. 'સર ગિલબર્ટ મેલબેથ' નામ સાંભળી તેને લાગ્યું કે એ જીનીનો પિતરાઈ ભાઈ હશે. જીની પણ એ નામ સાંભળી ચોંકી! પછી તો મિત્રભાવે બધાં છૂટાં પડ્યાં.

એમ કરતાં રફ્લેટરનું ઘર આવ્યું. મિસિસ રફ્લેટરે એને 'સર ગિલબર્ટ' કહીને આવકાર આપ્યો, ને પહેલી પળથી જ શહેરની રીતભાત શીખવવી શરૂ કરી. મિસિસ રફ્લેટર અગાઉ મિસિસ બોનીમેન હતી, તેનો પતિ વેપારી હતો, ને તેણે પરદેશના વેપારમાં સારા પૈસા પેદા કર્યા હતા. વિધવા થયા પછી તે રફ્લેટરને પરણી હતી, ને રફ્લેટર તેને ત્યાં રહેવા ગયો હતો. તે ખાનદાન ને સંસ્કારી બાઈ હતી. એની ઉમ્મર ચાળીસેક વરસની હશે. ગીબી એની સામે જોઈ જ રહ્યો, ને બે જણની આંખ મળી એટલે હસી પડ્યો. એની આંખમાં મિસિસ રફ્લેટરને કંઈક અજબ તેજ દેખાયું. બેની વચ્ચે એ ઘડીથી જ મેળ જામ્યો કહીએ તો ચાલે.

બીજે દિવસે એણે ગીબીને શહેરના સારામાં સારા દરજીને ત્યાં લઈ જઈ કપડાં સિવડાવવા નાખ્યાં. ગીબીને જોઈ એનાં ઘણાં જૂનાં ઓળખીતાંને નવાઈ લાગતી હતી. એનાં ગામઠી કપડાં જોઈ

કેટલાંકને હસવું પણ આવતું. ગીબીને શરમ નહોતી, પણ કપડાં કેટલીક જગાએ બહુ તંગ પડતાં હતાં. જાકીટ ભીડાતું હતું તે રસ્તે જતાં એક ભિખારીના છોકરાને ઊભો રાખી પહેરાવી દીધું. મિસિસ સ્ક્લેટર પોતાની મા હોય એટલા માન ને આદરથી ગીબી એની સાથે વર્તતો. રીતભાતની બાબતમાં તે જે કંઈ કહે તે ધ્યાન દઈને સાંભળતો, ને તેને અમલમાં ઉતારતો. પણ એના પોતાના પણ કંઈક સ્વતંત્ર વિચારો હતા, ને અમુક બાબતોમાં તે પોતાનું જ ધાર્યું કરતો. માતપિતા ને ડોનાલને વિષે તેને પૂજ્યભાવ હતો. તે સિવાયના દરેક માણસને વિષે પણ હેત અને દયા હતાં. અમુક માણસ ઊંચા ને અમુક નીચા, એવા ભેદ તેના મનમાં નહોતા.

સ્ક્લેટરે શહેરમાં આવ્યા પછી બીજે જ દિવસથી ગીબીને કાળજીપૂર્વક ભણાવવાનું શરૂ કર્યું. દેવળમાં થતી પ્રાર્થનામાં ને સ્ક્લેટરનાં પ્રવચનોમાં એને રસ પડ્યો નહીં. આવો મૂગો છોકરો હમેશાં પાસે હોય તેથી મિસિસ સ્ક્લેટર પહેલાં તો અકળાતી. પણ થોડા વખતમાં તેના મનના ભાવ સમજતી થઈ, પછી તો ગીબી સાથે એને સારી પેઠે ગોઠી ગયું.

ડોનાલની જગાએ ઢોર ચારનાર બીજો છોકરો મળે ત્યારે જ તે છૂટો થઈ શકે એમ હતું. એટલે તે પખવાડિયું મોડો શહેરમાં આવ્યો. છેલ્લી રાત પહાડ પર માબાપ સાથે રહ્યો હતો. તેમને છોડતાં એનું હૈયું ભરાઈ આવ્યું. જીને એને ભાતું, માખણ, ને થેલો ભરીને ઓટમીલ આપ્યાં હતાં. હવે તો ડોનાલ કૉલેજમાં ભણવા જવાનો! શહેરમાં એને માટે એક જુદા ઘરમાં માળ પર ઓરડી ભાડે રાખવામાં આવી હતી, ને ત્યાં રહેતી બાઈ એને જમાડે એવી ગોઠવણ થઈ હતી. ઓરડી નાની પણ સુઘડ હતી. બારીને પડદા ટિંગાડેલા, ભોંય પર જાજમ પાથરેલી, ચૂલામાં દેવતા બળે, સગડી પર કીટલી મૂકેલી, ને ટેબલ પર ચા પીવાનો સામાન તૈયાર પડેલો. ડોનાલને તો ઓરડી મહેલ જેવી લાગી. તેને એકલું એકલું લાગ્યું.

તે નાળ અને ખીલીઓવાળા બૂટ કાઢી તાપવા બેઠો. એટલામાં કોઈના હસવાનો અવાજ આવ્યો. તે ચમક્યો. ત્યાં તો ખાટલાનો પડદો સળવળ્યો, ને તેમાંથી નીકળી ગીબીએ ડોનાલને બાથ ભરી. ડોનાલ હેતથી નિહાળીને કહે: 'પોરિયા, તું તો ખરેખરો ફક્કડ થઈ ગયો ને!' ગીબીનો દેખાવ ભભકાદાર બની ગયો હતો એમાં શક પણ નહીં. કપડાંનો ઠાઠ, ને વાળ કતરાવેલા. માત્ર હાથનાં મોજાં પહેરવાનું ગીબીને ગમેલું નહીં. પહેર્યાં તો હતાં, પણ જરાયે ગમ્યાં નહીં, એટલે નદીના પુલ પરથી ફગાવી દીધાં. છોકરાઓ તો મોજ કરવા લાગ્યા. તેમણે ચા પીધી, ખાધું, ને સાથે બેસીને વાંચ્યું. રાતે સ્ફ્લેટર જોવા આવ્યો. તેની મરજી તો ગીબીને ઘેર લઈ જવાની હતી, પણ ગીબી ગયો જ નહીં. મોટા ખાટલામાં બે મિત્રો સૂઈ રહેવાના હતા. સ્ફ્લેટર એમને વઢેલો, એટલે એમના આનંદમાં જરા ભંગ પડ્યો હતો.

સ્ફ્લેટર નીકળ્યો એની પાછળ પાછળ ગીબી પણ ચૂપચાપ ચાલ્યો. ગીબીની પાછળ ડોનાલ ચાલ્યો. પણ ગીબી તો તેની બહુ આગળ નીકળી ગયો હતો. ડોનાલ પાછળ આવે છે એની ગીબીને ખબર નહોતી. સ્ફ્લેટર ઘેર પહોંચ્યો, ને પગથિયાં ચડીને પાછું વાળી જુએ તો ગીબી ઊભેલો. તેણે મોટે અવાજે ગીબીને ઘરમાં આવવાનો હુકમ કર્યો. તેને થયું ગીબી પસ્તાઈને આવ્યો હશે. પણ ગીબી તો સલામ કરીને આગળ ચાલ્યો. ડોનાલ પાછળ પડી ગયો, ને ગીબી દેખાતો બંધ થયો. એ પોતે પણ ભૂલો પડ્યો. શહેર એને સાવ અજાણ્યું. શેરીઓ સૂમસામ પડેલી. તે પોતાનાં રચેલાં બધાં ગીતો બોલી ગયો. ફરતો ફરતો છેક નદીકાંઠે પહોંચ્યો. હવે રાત કેમ જશે એની વિમાસણમાં હતો ત્યાં એક ડોસી મળી. એ ફ્રોલ હતી. તેણે ધારીને જોયું તો ડોનાલને ઓળખ્યો. ડોનાલે બધો વૃત્તાંત એને કહી સંભળાવ્યો. એની ઓરડી કઈ શેરીમાં છે આવેલી એની પણ એને ખબર ન મળે. પણ ફ્રોલ તો શેરીએ

શેરીથી વાકેફ. ડોનાલે એની ઓરડીનું ને ઘરનું વર્ણન આપ્યું. એટલે ક્રોલે કહ્યું કે એ તો ફલાણું ઘર. એને પોતાના ઘરમાં બોલાવ્યો. બે જણે બેસી અલકમલકની ઘણી વાતો કરી. પછી ક્રોલ એને ઘેર પહોંચાડવા નીકળી. ડોનાલ ઘેર પહોંચ્યો ત્યારે મધરાત વટી ગઈ હતી. ડોનાલ ઘેર ગયો તો ગીબી ન મળે. ગીબી કલાક પર આવીને ડોનાલને શોધવા નીકળી પડ્યો હતો. કલાક પછી તે પાછો આવ્યો. બે જણ ખૂબ હસ્યા, ને સૂઈ ગયા.

ગીબીની ભાળ આપવા માટે ક્રોલને સો પાઉંડનું ઇનામ મળ્યું તે પછી તેણે બજારમાં નાની સરખી હાટડી માંડી હતી; ને પહેલાં જે ચીજોની ફેરી કરતી તે હવે દુકાનમાં વેચવી શરૂ કરી હતી. તેને લીધે તે દારૂ પણ પહેલાં કરતાં ઓછો પીતી. આસપાસના દુકાનદારો ને ઘરાકો સાથે પણ તેને સારાસારી હતી.

## ૧૯

# નવી કેળવણી

રાતે ગીબી સ્ફ્લેટરનો હુકમ ન માનતાં ડોનાલની ઓરડીએ સૂઈ રહ્યો; ને રાતે ઘર સુધી આવ્યો છતાં ઘરમાં આવ્યો નહીં. આ બેવડા અનાદરથી સ્ફ્લેટરનો પિત્તો ઊછળી આવ્યો. સવારે ઊઠ્યો ત્યારે તો ક્રોધની ગરમી ઘણી વધી ગઈ હતી. ‘આજથી આવું કરે છે, તો હજુ મોટો થશે ત્યારે કોણ જાણે શું કરશે?’ એ વિચારથી તે ધૂંઆપૂંઆ થતો હતો. ગીબી દસ વાગે આવ્યો એટલે સ્ફ્લેટરે કરડે અવાજે કહ્યું:

‘સર, ગિલબર્ટ, કાલે મારી સાથે આવવાની ના પાડ્યા પછી, મારી પાછળ પાછળ આવવાનો શો અર્થ?’

ગીબી જરાક વાર તો શરમાઈ ગયો પણ તેણે તરત જ પાટી લઇને લખ્યું: ‘ મને લાગ્યું તમે છાકટા હતા.’

આ શબ્દ વાંચતાં તો સ્ક્લેટર ઊભો થઈ ગયો. તેની આંખો ને મોઢું લાલચોળ થઈ ગયાં. તેણે પાટી ધબ દઇને ગીબીના માથામાં મારી. પાટી ભાંગી ગઈ. ગીબી તો હેબતાઈ જ ગયો. પળવાર તો તેને પણ ક્રોધનો ઉછાળો આવી ગયો, પણ તરત જ ઠંડો પડી ગયો. મારનાર પણ પોતાનો ભાઈ છે, એ ભાન મનમાં જાગ્યું. સ્ક્લેટર ધૂંધવાયેલો પાછો ફરવા જતાં વચ્ચે પડેલા એક સ્ટૂલ સામે ઠોકર ખાઈ ગબડી ચત્તાપાટ પડ્યો. ગીબી એના પર ચડી બેઠો. એંગસની પેઠે સ્ક્લેટરને પણ લાગ્યું આ દુષ્ટ હવે મારવાનો ! તે હાથ ઉગામી મુક્કો મારવા તો ગયો, પણ ગીબી આડો વળી ગયો. પછી તેણે હાથ ભોંય પર ટેકવી, નીચો નમી, સ્ક્લેટરને કપાળે ને ગાલ પર ચૂમી લીધી, ને બાળકની પેઠે તેને ઉઠાડવા લાગ્યો.

સ્ક્લેટર ઊઠીને જુએ તો ગીબીના કપાળ પરથી લોહી ટપકતું જોયું. તે શરમાયો ને મૂંઝાયો. પાદરીથી આવી રીતે વેર લેવાય ? મિસિસ સ્ક્લેટર જાણશે તો શું કહેશે ? તેણે ગીબીને કહ્યું : ‘ જાઓ, મોઢું ધોઈને સીધા અહીં આવો.’ ગીબીએ કપાળે હાથ લગાડ્યો, ને લોહી જોયું એટલે હસી પડ્યો. સ્ક્લેટર કહે : ‘ મેં તમને માર્યું એને સારુ હું દિલગીર છું. પણ તમે એવી ઉદ્ધત ભાષા કેમ વાપરી ? પાદરી કોઈ દિવસ છાકટો બનતો નથી.’ ગીબીએ પાટીના એક ટુકડા પર લખ્યું : ‘ હવે પછી હું ધ્યાન રાખીશ. મેં ધારેલું કે માણસો હંમેશાં દારૂ પીવાથી જ એવા બનતા હશે. હું તમારી માફી માગું છું, સાહેબ.’ પાદરીને ખરેખર શરમ આવી. નવી પાટી આવી, ને ઘસાઈ ઘસાઈને લીસી થઈ ગઈ, તે પછી પણ લાંબા વખત સુધી એને એ પ્રસંગ યાદ આવ્યાં કર્યો. ગીબીને હવે મરજી ફાવે તેમ જવા આવવાની છૂટ થઈ ગઈ. દસ વાગ્યાથી મોટો

આવવાનો હોય તો ઘેર ખબર આપતો. તેણે પોતાની નિયમિતતાની સરસ છાપ ઘરમાં પાડી. પેલા પ્રસંગની મિસિસ સ્ફ્લેટરને તો કદી ખબર પડવા પામી જ નહીં.

તે જ દિવસે સાંજે કેટલાંક સ્ત્રીપુરુષો જમવા આવ્યાં. જમ્યા પછી દારૂ પીવાનો સરંજામ પુરુષોના ટેબલ પર મુકાયો. ગીબીના હૈયામાં ગમગીની છવાઈ ગઈ. તેને બાપ યાદ આવ્યો; તેની પ્રાર્થના યાદ આવી; સાંબોનું કપાયેલું ગળું નજર આગળ તરવા લાગ્યું. દારૂ આવવો બાકી હતો; તે લાવવાનું સ્ફ્લેટરે વિવેકપૂર્વક ગીબીને કહ્યું. પણ ગીબી ઊભેલો ત્યાંથી ખસ્યો નહીં. તેની આંખમાં આંસુ હતાં. મોઢા પરનું સ્મિત અદૃશ્ય થઈ ગયું હતું. સ્ફ્લેટરે ફરી કહ્યું, તોયે ગીબી ખસ્યો નહીં. સ્ફ્લેટરે તેને સહેજ દારૂ પીવા બોલાવ્યો. ગીબી દિઙ્મૂઢ બનીને ઊભો હતો. તે ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો, ને દોટ મૂકી પોતાની ઓરડીમાં ભરાઈ ગયો.

જમતી વખતે પીરસનાર નોકરો હતા, છતાં ગીબી પોતે ઊભો થઈને પીરસતો હતો, એ સ્ફ્લેટર દંપતીને ગમેલું નહીં. નોકરોનું કામ કંઈ ગૃહસ્થો કરે? બીજે દિવસે મિસિસ સ્ફ્લેટરે એને શિખામણ આપી. જવાબમાં ગીબીએ બાઇબલ આણી વંચાવ્યું: 'પણ હું તમારી વચ્ચે સેવક બનીને આવ્યો છું.' પછી બીજું પાનું કાઢી વંચાવ્યું: 'શિષ્ય ગુરુ કરતાં ઊંચો નથી. પણ જે માણસ સંપૂર્ણ છે તે પોતાના ગુરુ જેવો બનશે.' છતાં ગીબીએ ત્યારથી પીરસવાનું છોડી દીધું.

ડોનાલનો અભ્યાસ સરસ ચાલવા લાગ્યો હતો. ગીબીનું મૂગાપણું મટે તો સારું એ વિચારથી સ્ફ્લેટરે એક પ્રસિદ્ધ ડાકટર પાસે તેની તપાસ કરાવી. તેના અભિપ્રાયથી આશાનાં દ્વાર કાયમને માટે બિડાઈ ગયાં. પણ એ ખામી સુધરે એવી નથી એમ જાણ્યા પછી તરત મિસિસ સ્ફ્લેટરે આંગળીની બોલી શીખી લીધી, ને તે ગીબીને પણ શીખવી. પછી તો બે જણ આંગળીઓની સંજ્ઞા

વડે છૂટથી વાતો કરી શકતાં. મિસિસ રફ્લેટરને ગીબીની સોબતનો આનંદ હવે પૂરેપૂરો મળવા લાગ્યો.

એક દિવસ સાંજે બહારથી આવતાં આવતાં કંઈક નજીવી વાત પર પતિ પત્ની વચ્ચે ચડભડાટ થયો. ગીબી ઘેર એમના આવવાની રાહ જોતો હતો. એમને જોતાં જ ગીબી સમજી ગયો કે દાળમાં કંઈક કાળું છે. પેલાંએ તો ગીબી સામે જોયા વિના કજિયો ચાલુ રાખ્યો. બીજો ડાહ્યો, વિવેકી છોકરો હોત તો ઊઠીને ચાલ્યો જાત. શુદ્ધ હૃદયનો ગીબી એવું ડહાપણ હજુ શીખ્યો નહોતો. તે જોડેના ઓરડામાં જઈ બાઇબલ લઈ આવ્યો. તેના મોઢા પર પ્રેમ, વિષાદ અને બેચેનીનો ભાવ હતો. તેણે બાઈબલ ઉઘાડી મિસિસ રફ્લેટરને વંચાવ્યું : 'એકબીજાની સાથે શાન્તિથી રહો.' મિસિસ રફ્લેટર એની સામે ક્રોધભરી આંખ કરી ઊઠી ને ચાલી ગઈ. રફ્લેટર કહેઃ 'શું છે?' ગીબીએ એને પણ પેલું વાક્ય વંચાવ્યું. એણે તો ચોપડી ટેબલ પર પછાડી કહ્યું : 'તમારે શું કામ છે એનું? જાઓ, સૂઈ જાઓ.' પતિપત્નીને થયું હશે : 'કેવો અભિમાની છોકરો છે! જરાજરામાં બીજાને બોધ આપવા બેસે છે!' પણ તે દિવસ પછી તેઓ ગીબીના દેખતાં કદી લડ્યાં નહીં.

છતાં એમણે ગીબીને એટલી શિખામણ આપવાનો નિશ્ચય તો કર્યો કે બાઇબલમાં લખેલું છે એ બધું લખાયું તે વખતને માટે બરાબર હતું. પણ આજે એના અક્ષરે અક્ષર પ્રમાણે ચાલવાનું બની ન શકે.

ડોનાલ અને ગીબીએ મળી ક્રોલનું રહેઠાણ શોધી કાઢ્યું. તે પછી તેઓ ક્રોલને અવારનવાર મળતા. એને માટે શું કરી શકાય, એ વિચાર ગીબીને ઘણીવાર આવતો. તે દારૂ પીતી એને વિષે પણ ડોનાલ મારફતે એને કહી જોયું. ને એણે સુધારો કરવાનો પ્રયત્ન પણ આદર્યો.

બાઈબલમાં ઈસુ ભગવાને જે કંઈ ઉપદેશ આપ્યો છે તે

પ્રમાણે વર્તવાનો પ્રયત્ન દરેક માણસથી ન કરી શકાય, ને કરવાની જરૂર નથી, એટલું જ નહીં પણ એમ કરવામાં ભૂલ છે, એમ ગીબીના મન પર ઠસાવવાનો પ્રયત્ન સ્ફ્લેટરે કરી જોયો, પણ એનું ધાર્યું પરિણામ આવ્યું નહીં. એ શિખામણ સાંભળ્યા પછી એણે પોતાની ઓરડીમાં જઈ પ્રાર્થના કરી, ને ઇસુ ભગવાનની આજ્ઞાઓ વધારે કડકાઈથી પાળવાનો નિશ્ચય કર્યો. બનિયનની લખેલી 'ભક્તરાજની યાત્રા'માં 'ડાહ્યાભાઈ'એ જેવો ઉપદેશ ભક્તરાજને કરેલો, એના જેવો આ ઉપદેશ છે એમ ગીબીને લાગ્યું. તેણે પુસ્તક કાઢીને એ સંવાદ વાંચ્યો.

## ૨૦

## વિવિધ અનુભવો

દર શુક્રવારે સાંજે ગીબી ડોનાલની ઓરડીએ જતો, ને શનિવાર સાંજ સુધી રહેતો. એક દિવસ મિસિસ સ્ફ્લેટર છોકરાઓ શું કરે છે એ જોવા એની પાછળ પાછળ ગઈ. રસ્તે તેણે એક ભઠિયારાની દુકાનમાં ડોકિયું કર્યું તો ગીબીને ગલ્લા સામે બેસીને આનાવાળું પાંઉ ખાતો જોયો. હજુ હમણાં તો તે ઘેર ખાઈને નીકળ્યો હતો! ગલ્લાની પાછળ બહુ દેખાવડી એક છોકરી બેઠી હતી, ને બે જણ વાતે ચડ્યાં હતાં. બંનેના મોઢા પર હાસ્ય હતું. પેલા એરિંગવાળી જ આ છોકરી હતી. બે જણ જૂની વાતો યાદ કરતાં હતાં. મિસિસ સ્ફ્લેટર જોરથી બારણું ઉઘાડી અંદર ગઈ, ને ગીબીને કહેવા લાગી: 'મેં જાણ્યું તમે તો ડોનાલને ત્યાં ગયા હશો.'

ગીબી કહે: 'ડોનાલ અહીં આવવાનો છે. પછી અમે સાથે દરિયે જવાના છીએ.'

'પણ અહીં કેમ આવીને બેઠા?'

'મીસીને ને મારે જૂની ઓળખાણ છે,' ગીબીએ આંગળીઓ વડે જવાબ આપ્યો.

મીસીએ એને એરિંગવાળી વાત સંભળાવી, ને તે વેળા ગીબીના દેદાર કેવા હતા એનું વર્ણન કર્યું. મિસિસ રફ્લેટરને સર ગિલબર્ટ ગેલબ્રેથ બેરોનેટ ભઠિયારાની છોકરી જોડે વાત કરે એ ગમતું નહોતું. જૂની વાતો બધી ભુલાઈ જાય એવી એની ઇચ્છા હતી. ગીબી ને ડોનાલ ગયા પછી તે મીસીની મા જોડે વાત કરવા બેઠી. ત્યારપછી જ્યારે જ્યારે ગીબી દુકાનમાં આવતો ત્યારે ત્યારે મીસી ઘરમાં ચાલી જતી, ને તેની મા બહાર આવીને બેસતી.

તે પછી રફ્લેટર દંપતીએ સંતલસ કરીને એક દિવસ પેલી શિક્ષિકા ને છોકરીઓ સાથે જીનીને પણ જમવા બોલાવી. જીની ને ગીબી મળ્યાં. પણ આવો આનંદ ગીબી કંઈ એકલો ભોગવે? તે તો જઈને ડોનાલને બોલાવી લાવ્યો. ડોનાલ શહેરી લોકોના આવા જમણ પ્રસંગે કદી ગયેલો નહીં. તેણે મોઢું ઘસીઘસીને ધોયું; ઘેરથી આણેલાં સારામાં સારાં કપડાં પહેર્યાં; ચકચકતા બૂટ પહેર્યા; ઊંચી ટોપી ચડાવી; ને ખીસામાં રુમાલ ખોસી ગીબી સાથે ચાલ્યો. ડોનાલને આ પહેરવેશ બહુ કઢંગો લાગતો હતો. પણ બેમાંથી એકે છોકરાને હજુ શહેરી ટાપટીપનો રંગ લાગ્યો નહોતો. ડોનાલને વણનોતર્યો આવેલો જોઈ રફ્લેટરને વિચિત્ર તો લાગ્યું. જીનીએ ઊભી થઈ એની સાથે હાથમાં હાથ મિલાવ્યો. ગીબી તો રાજીરાજી થઈ ગયો હતો. શિક્ષિકા ને તેની સાથેની છોકરીઓ ડોનાલ પ્રત્યે સહેજ તોછડાઈ પણ કરવા લાગી. ડોનાલ તો જીનીને એનાં કાવ્યોની વાતો કરવામાં મશગૂલ હતો. તેની થોડીક વાતો સાંભળ્યા પછી છોકરીઓ પણ દંગ થઈને સાંભળી રહી.

રફ્લેટરને ડોનાલનું વર્તન ગમ્યું નહીં. તેણે બીજું કંઈક બતાવવાનું બહાનું કાઢી ડોનાલને ઉઠાડયો. એની જગા ગીબીએ

લીધી. તેણે જીનીને આંગળીઓની બોલી શીખવી. જીનીએ ડોનાલ્ડનું જ રચેલું એક કાવ્ય ગાઈ સંભળાવ્યું, ને મહેમાનોએ વિદાય લીધી. ગીબીને જીનીનું સરનામું મળી ગયું.

રવિવારે દેવળમાં પ્રાર્થના થતી તેમાં ભજન તથા સંગીત થયા પછી સ્ફલેટરને પ્રવચન આપવાનું હોય. ગીબી અને ડોનાલને એમાં રસ ન પડે તોયે ગયા વિના છૂટકો ન થતો. એકવાર ભજન ગવાતું હતું એટલામાં એક ડોસો આવીને બારણા આગળ ઊભો રહ્યો. તેનો દેખાવ ભિખારીના જેવો હતો. કદાચ ઘર કરતાં દેવળમાં હૂંફ વધારે હશે એમ ધારીને પણ આવ્યો હોય. તે સુનમુન થઇ લાકડીને ટેકે ઊભો હતો. તેની સામે કોઈ જોતું નહોતું. પાદરીને બોલવા ઊઠવાનો વખત હતો એ જ પળે ગીબીએ ખોંખારો સાંભળ્યો; ને પાછું વાળી જોયું. તે તરત ચૂપચાપ ઊઠયો; ને ડોસાનો હાથ પકડી, અંદર લાવી, પોતાની જગાએ એને બેસાડયો. જોડે જ મિસિસ સ્ફલેટર બનીઠનીને બેઠેલી હતી. ડોસો તો બાપડો ગીબીનું માનીને બેસી ગયો. પણ મિસિસ સ્ફલેટરના મનમાં કચવાટ થયો, એટલે તે ઊઠીને બીજી બેઠક પર ગઇ. તેના મોઢા પર રોષ એટલો બધો છવાઈ ગયો હતો ને તેણે પતિની સામે એવા ડોળા કાઢયા કે બંનેની પ્રાર્થના બગડી. ગીબી તો શાન્ત થઈને ડોસા જોડે બેસી ગયો હતો. આ પ્રસંગ વિષે પતિપત્ની બેમાંથી એકેએ ગીબીને કશું કહ્યું નહીં. પણ ત્યારથી મિસિસ સ્ફલેટર ગીબીને દેવળમાં પોતાની આગલી હારમાં બેસાડતી; એટલું જ નહીં પણ દીવાનખાનામાં જે બાઇબલ પડી રહેતું તે ત્યાંથી ઉઠાવી લીધું.

તોપણ મિસિસ સ્ફલેટર બંને છોકરા પર ઘણી માયા રાખતી. એકવાર તેણે ડોનાલનાં કઢંગાં કપડાં વિષે ગીબીને વાત કરી. ગીબી કહે : ‘ડોનાલ ગરીબ છે. કપડાં પહેરી શકાય એવાં હોય ત્યાં સુધી ફેંકી દેવાં એને ન પોસાય.’ મિસિસ સ્ફલેટરે પતિને વાત કરી. તેણે કહ્યું : ‘ગીબી ડોનાલને કપડાં ખરીદી આપવા

ઇચ્છે તો પૈસા હું આપીશ.' તે બીબીના પૈસાનો હિસાબ બહુ જ ચોખ્ખો રાખતો, ને તેમાં પાઈની પણ ભૂલ થવા દેતો નહીં. બીબી તો ડોનાલ્ડને સીધો દરજીને ત્યાં ઘસડી જાત. પણ ડોનાલ્ડે હઠ લીધી. તેણે કહ્યું :

'ના, ના. આ કપડાં પહેરનારને સારાં લાગે છે એટલે બસ છે. સર ગિલબર્ટ, તમે મારે માટે ઘણું કર્યું છે. હું સુઘડ ન હોઉં ને મને તમે કપડાં આપો તો જેમ હું માનો ઉપકાર માનું તેમ તમારો પણ માનું. પણ ટાપટીપ કરવાને હું તમારા કે કોઈના પૈસા ન લઉં. ના, ના, આ કપડાં તો હું પહેરી જ કાઢીશ. પછીનાં કપડાં સારાં સિવડાવીશું. મિસિસ સ્ફ્લેટરને મારા તરફથી કહેજો કે મારી પાસે દુનિયાને કહેવા જેવું કંઈ હશે ત્યારે લોકો કંઈ મારાં કપડાં જોઈને મને નહીં સાંભળે. એમને જો એમ લાગતું હોય કે મારાં અત્યારનાં કપડાં એમના વિશાળ ઓરડામાં ભૂંડાં દેખાય છે, તો મને નોતરે નહીં, એટલે હું નહીં આવું. અત્યારે તો મારે આ કપડાં પહેર્યા વિના છૂટકો નથી. આવતા સત્રમાં સારાં કપડાં આવશે — કેમકે રજામાં મને કંઈક કામ તો મળી જ રહેશે — ત્યારે હું એમને ત્યાં આવીશ.'

આ જવાબમાં રહેલાં સ્વમાન અને ગૌરવ સ્ફ્લેટર દંપતીને બહુ ગમ્યાં. તેમણે એને નોતરવાનું બંધ ન કર્યું. એ હવે શિષ્ટ અંગ્રેજી શુદ્ધ બોલી શકતો હતો, છતાં પોતાની તળપદી સ્કૉચ બોલી બોલતો એને વિષે ટકોર થયેલી. તે વિષે એણે બીબીને કહ્યું :

'જીનિવા ને તમારી આગળ મારાથી આપણી પોતાની બોલી બોલ્યા વિના રહેવાતું નથી. એથી બીજી બોલી વાપરીને હું આપણી વચ્ચે દીવાલ ઊભી કરવા માગતો નથી. સર ગિલબર્ટ! મારે અંગ્રેજીમાં પ્રાર્થના કરવાની હોય તો મારા કેવા હાલ થાય? અંગ્રેજીમાં ખરા હૃદયની પ્રાર્થનાનો એક શબ્દ પણ નીકળે કે કેમ એ વિષે મને શંકા છે.'

એ જમાનામાં કેટલાક સ્કૉટ લોકો તળપદી સ્કોચ બોલી છોડીને અંગ્રેજીમાં પ્રાર્થના કરવા લાગ્યા હતા; પણ રૉબર્ટ, જેનેટ વગેરે એ વર્ગમાં નહોતાં.

ગીબી ડોનાલને એની બાળપણની જાણીતી જગાઓ જોવા લઈ જતો. જે શેરીમાં ફ્રૂલની દારૂની દુકાન હતી તે શેરી કદી બતાવી નહોતી. જે ઘરના કાતરિયામાં તે ને તેનો બાપ પડી રહેતા તે ઘર બતાવ્યું. કાતરિયું પણ બતાવ્યું. એ જગા જેવી ગીબીએ છોડી હતી તેવી જ હતી. સર જ્યૉર્જનું ભૂત દર રવિવારે ત્યાં બેસીને સવારથી સાંજ સુધી ગીબીને માટે બૂટ સીવે છે, એવો વહેમ લોકોને પેસી ગયો હતો. અંધારું થયે, નરકાગ્નિમાં પડેલો માણસ આજીજી કરતો હોય એવા અવાજ સંભળાતા. આને લીધે ઘર કેટલોક વખત સાવ ખાલી રહ્યું હતું. ડોનાલે સૂચના કરી કે આ ઘર તો ગીબી તરફથી ખરીદી લેવું જોઈએ. એની વાત સાચી ઠરી. મહિનાની અંદર તે ખરીદાયું પણ ખરું.

ગીબીને ખીસાખરચના જે પૈસા મળતા તેનો મુખ્ય ઉપયોગ એક ચોપડીવાળાની દુકાનેથી જૂની ચોપડીઓ ખરીદવામાં થતો. એ ચોપડીઓ ડોનાલની ઓરડીએ પહોંચતી. ગીબી તે ડોનાલની ગણતો, ને ડોનાલ ગીબીની. ડોનાલ પહેલાંની પેઠે જ દર શનિવારે માબાપને મળવા જતો. જેનેટ આનંદમાં રહેતી ને હરતીફરતી, પણ ગીબીના ગયા પછી તેને અવસ્થાની અસર વધારે દેખાવા લાગી હતી. દર ઉનાળે રજાનો દોઢ મહિનો ડોનાલ ને ગીબી પહાડ પર માબાપની સાથે ગાળતા. સહુનો એ સમય બહુ જ સુખમાં પસાર થઈ જતો. ગીબીએ ઝૂંપડીના આગલા ભાગમાં સરસ નાની રવેશી બાંધી હતી, ને ઝૂંપડીમાં પવન પેસતો રોકવાને બીજું એક બારણું બનાવ્યું હતું. એને માટે લાકડાં ને ચૂનો ડોનાલ ને ગીબી ઊચકીને પહાડ પર લાવ્યા હતા. ગીબીને હવે બધાં 'સર ગીબી' કહેતાં. ગીબીને

એની સામે વાંધો નહોતો. એથી તે ફુલાતો પણ નહોતો. નાનપણમાં એને ક્યાં લોકો ' સર ગીબી ' નહોતા કહેતા?

સ્ફ્લેટરે ગીબીને ભણાવવા પાછળ બહુ જ ધ્યાન આપ્યું હતું તેને લીધે, ડોનાલનો અભ્યાસ પૂરો થઈ રહેવા આવ્યો એ અરસામાં, ગીબી કૉલેજમાં જવાને તૈયાર થઈ રહ્યો. સ્ફ્લેટરને રાજી કરવા તે એક શિષ્યવૃત્તિ માટેની પરીક્ષામાં બેઠો, ને ઠીકઠીક રકમની શિષ્યવૃત્તિ મળી પણ ખરી. પણ તેણે તે લેવા ના પાડી. શિક્ષકને એ ગમ્યું નહીં. ગીબી જે કમાયો તે શા માટે ન લે? ગીબી કહે: ' શિષ્યવૃત્તિ કાઢનારે એ શ્રીમંત છોકરાઓ માટે કાઢી છે કે ગરીબ માટે? ' સ્ફ્લેટરને થયું: ' અમારા વખતમાં કોઈ શ્રીમંત વિદ્યાર્થીએ શિષ્યવૃત્તિ જતી કરી હોત તો મારો રસ્તો કેવો સરળ થાત! ' તેણે ગીબીને એ વિષયમાં વધારે કંઈ કહ્યું નહીં. સ્ફ્લેટરના ઘરથી કૉલેજ બહુ દૂર હતી, એટલે ડોનાલની સાથે જ બીજી ઓરડીમાં ગીબીને રહેવાની ગોઠવણ થઈ.

એક દિવસ રાતે બે મિત્રો ફરવા ગયા હતા. પાછા આવતાં બહુ મોડું થઈ ગયું. દુકાનો બંધ થઈ ગયેલી. રસ્તા પર અવરજવર બંધ થઈ ગયો હતો. એટલામાં બાજુએથી ભૂત જેવી એક બાઈ પડછાયાની પેઠે આવી. તે ચીંથરેહાલ દશામાં હતી. મોઢું ફીકું હતું. આંખો ઊંડી ઊતરી ગયેલી હતી. કાળા કપડામાં વીંટાળેલું નાનકડું બાળક તેની પાસે હતું. તેણે દયામણી નજરે છોકરાઓ સામે જોયું, ને હાથ લાંબો કર્યો. ગીબી પાસે શિલિંગ હતો તે એણે આપ્યો. બાઈની આંખ ચમકી, ને તે ચાલતી થઈ. એની આ દુર્દશા જોઈ છોકરાઓને દુઃખ થયું. ગીબીને થયું, આવાં નિરાધારોને આશરો મળે એવી કંઈક જગા ન હોવી જોઈએ? એ પોતે પણ નાનપણમાં મોડી રાત લગી આમ શેરીઓમાં રખડ્યો હતો ને! છોકરાઓ બાઈ ક્યાં જાય છે એ જાણવાના કુતૂહલથી એની પાછળ પાછળ ચાલ્યા. એક દુકાનમાં તેલનો ઝાંખો દીવો બળતો હતો. દુકાન ગંદી

હતી ને તેનો દેખાવ ભયાનક હતો. પેલી બાઈ ત્યાં જઈને ઊભી રહી. અંદર બેઠેલી બાઈએ એક બાટલી કાઢી. ગીબીને થયું જાણે મારા બાપાજી જેમાંથી દારૂ પીતા તે જ આ બાટલી! તેણે દુકાનમાં જઈ દુકાનવાળીના હાથમાંથી બાટલી ઝૂંટવી લીધી હોત, પણ ડોનાલે એને વાર્યો. બાઈએ ભાંગેલા ચલાણામાં દારૂ લઈ થોડોક પોતે પીધો, ને પોતાના મોંમાંથી થોડો બાળકના મોંમાં રેડ્યો. પછી તેણે કોક ઘરમાં જઈ રાતને માટે આશરો લીધો.

ગીબી રોવા લાગ્યો. દયાથી આપેલા પૈસાનો પણ કેવો દુરુપયોગ થાય છે એનો પાઠ એને મળ્યો. આવાં નિરાશ્રિતોનું કંઈક કરવું જોઈએ, એ વિચાર એના મનમાં ઘોળાયાં કર્યો.

જીનીનો બાપ ટોમસ ગેલબ્રેથ પૂરેપૂરો પાયમાલ થઈ ગયો હતો, ને શહેરમાં એક નાનકડું ઘર જીનીની માલિકીનું હતું તેમાં રહેવા આવ્યો હતો. જીની પણ તેની સાથે રહેવા ગઈ હતી. પહાડ પરની મિલકત સ્ક્લેટરે બારોબાર વકીલ મારફતે ગીબીની વતી ખરીદી લીધી. પણ એ કોણે ખરીદી છે એ લોકોને કે ગીબીને જણાવા દીધું નહીં. જીનીને ઘરમાં સુખ તો ક્યાંથી હોય? મિસિસ સ્ક્લેટર એને એક વાર ફરવા બોલાવી લાવી; અને એ બે જણ, ગીબી,ને ડોનાલ લાંબે સુધી ફરવા જઈ આવ્યાં.

વાડીવાળા જોન ડફનો છોકરો, ફર્ગસ ડફ, જેનો પરિચય વાચકને અગાઉ થઇ ચૂકેલો છે, તે પાદરી થયો હતો, ને શહેરમાં નિમાયો હતો. જીનીના તરફ એની નજર હતી, એ આ બે છોકરાઓના ધ્યાનમાં પણ આવ્યું હતું. થોડા વખત પછી ડોનાલની છેલ્લી પરીક્ષા પૂરી થઈ, એટલે તે ઘેર માબાપ પાસે ગયો.

એક દિવસ રાતે ફોલને ત્યાં વાતો કરીને આવતાં ગીબીને બહુ મોડું થઈ ગયું. અંધારી રાત હતી. ગીબી ફલંગો ભરતો ચાલવા લાગ્યો. એટલામાં રસ્તાના એક દીવા પાસે એક ઘરના પગથિયા પર એક બાઈને બેઠેલી તેણે જોઈ. તે ઊભો રહીને નિરીક્ષણ કરવા

લાગ્યો બાઈ પોતાનું ખીસું બહાર કાઢીને ફરીફરી જોતી હતી. જાણે અંદર મૂકેલા સિક્કાની શોધ ન કરતી હોય ! પૂરી ખાતરી થઈ એટલે માથે હાથ દઈને બેઠી. ગીબીના ખીસામાં રાતો પૈસો પણ નહોતો. આવી ઠંડીમાં બાઈને આમ કકડતી બેઠેલી જોઈ તેનું હૈયું પીગળી ગયું. તે બાઈની પાસે ગયો, ને તેનો હાથ ઝાલ્યો. બાઈ ડરથી ચમકી ઊઠી, પણ ગીબીનું સ્મિત જોઈ તેને ધારણ આવી. ગીબી એને દોરીને ચાલ્યો. આ જ ગીબી વરસો પર દારૂ પીધેલા માણસોને આવી રીતે દોરી જતો. તે ટાઢે ધ્રૂજતી બાઈને ઠેઠ પોતાની ઓરડીમાં લઈ ગયો. દેવતા હજુ હોલાયો નહોતો. તેણે દેવતા પર કીટલી મૂકી કોફી બનાવી. બાઈને રોટી, માખણ ને કોફી ખવડાવ્યાં, ને પોતે પણ ખાધાં. બાઈ તો દંગ જ થઈ ગઈ. ઘણાં માણસો ધારતાં એમ એણે પણ ગીબીને અડધો ગાંડો ધાર્યો હશે. પછી ગીબીએ પોતાનો ખાટલો બતાવી ત્યાં સૂવાનું બાઈને નિશાનીથી સમજાવ્યું, ને પોતે જઈને જોડેની ડોનાલવાળી ઓરડીમાં સૂઈ ગયો. સવારે ઊઠ્યો ત્યારે તો બાઈને ચાલી ગયેલી જોઈ.

જે ડોસીના ઘરમાં તે રહેતો હતો તેને સવારે રાતની વાત કરી. એ સાંભળીને બલી ડોસી ગુસ્સાથી રાતીચોળ થઈ ગઈ. 'આવાં રખડેલને મારા ઘરમાં લાવે !' તેણે ઓરડી ઘસીઘસીને ધોઈ નાખી. ગીબીને યાદ આવ્યું કે તે પોતે નાનો હતો ને શેરી-ઓમાં રખડતો હતો ત્યારે કોઈએ એને રાતે બોલાવી ઘરમાં સુવડાવ્યો નહોતો ! જેનેટ પણ એ લોકો જેવી હોત તો તે પહાડ પર મરી ગયો હોત, કે બબ્બે પૈસા માટે કોકનાં ટાંપાં ખાતો હોત. એને થયું, 'મારાથી તો બીજાના જેવું ન જ થવાય !' તેણે માણસની દયાનો પૂરેપૂરો અનુભવ મેળવ્યો હતો. ઘરવાળી ડોસીએ છેવટે કહ્યું: 'ખબરદાર જો ફરી આવું કર્યું છે તો ! ઓરડી જ ખાલી કરાવીશ.' એ સાંભળી ગીબી એને ગળે વળગી પડ્યો, ને

એને બચ્ચી કરી લીધી. ડોસીને વહાલ ઊભરાઈ આવ્યું. પેલી રાતવાળી બાઈ એક ચાંદીનો ચમચો ઉઠાવી ગઈ છે એમ જણાતાં ડોસીનો ગુસ્સો પાછો ઊછળ્યો. તે ગીબીને ફરી વઢી. ગીબી સહેજ હસ્યો. તેણે ડોસીના બોલ તરફ ધ્યાન જ ન આપ્યું. પણ આગળ જતાં તે પુખ્ત ઉંમરનો થયો ને તેના હાથમાં મિલકત આવી એટલે પહેલે જ અઠવાડિયે તેણે ડોસીમાને ચાંદીના ડઝન ચમચા ભેટ આપ્યા.

## ૨૧

# સર ગીબી

ગીબીને એકવીસ વરસ પૂરાં થયાં, એટલે તે પોતાની બધી મિલકતનો ખરો માલિક બન્યો. મિલકત તરત ગીબીના હાથમાં આપવાની સ્કલેટરની ઇચ્છા તો નહોતી, પણ ગીબીનો આગ્રહ જોયો એટલે એનો છૂટકો ન થયો. ગીબીએ એની સાથે વકીલને ત્યાં જઈ પૈસા, જમીન, ઘર વગેરેની બધી વીગતો સમજી લીધી. પછી જે ઘરમાં પોતે બાળપણ ગાળ્યું હતું તેની દુરસ્તી શરૂ કરી. મકાન સુધર્યું એટલે દીપી ઊઠ્યું. એટલામાં, એ પહાડ પર જેનેટને ત્યાં દર વરસે રજામાં જતો તે દિવસ આવ્યો. જવા નીકળ્યો ત્યાં સ્કલેટરે એને ખબર આપી કે પહાડ પાસેનો બંગલો પણ હવે એનો છે. પછી કહ્યું કે 'ટોમસ ગેલબ્રેથે ઘણાં કાળાંધોળાં કરીને પાયમાલી વહોરી લીધી છે, તેથી બંગલો આપણા હાથમાં આવ્યો છે.' ગીબી કહે: 'તો હું એ જીનીને ભેટ આપીશ.' મિસિસ સ્કલેટર કહે: 'ને એનો બાપ એની પાસેથી એ આંચકી લેશે!' એની વાત સાચી હતી. તેનો વિચાર કરતો કરતો ગીબી નીકળ્યો.

પહાડ પર જઈને એણે જાણ્યું કે ડોનાલે ક્યાંક શિક્ષકની જમા લઈ લીધી છે. પહાડ પાસેનો બંગલો ગીબીનો છે એમ માએ જાણ્યું ત્યારે તેને પહેલીવાર ખ્યાલ આવ્યો કે ગીબી કેટલો પૈસાદાર છે. તે બોલી: 'વાહ રે! તું તો હવે જમીનદાર થવાનો, નહીં? કેમ સર ગીબી? આ ઝૂંપડી ને આ જમીન બધું તારું, હેં! ભગવાનની લીલા કેવી અકળ છે! એણે ડેવીડને રાજા બનાવ્યો, ને ગીબીને જમીનદાર બનાવ્યો! ભગવાનની લીલાનો પાર કોણ પામી શકે?

'પણ ગીબી, બંગલો ને પહાડ તારા હોય તો તું બંગલો દુરસ્ત કરાવ. હું ત્યાં ગઈ'તી. બંગલાનો ઘણો ભાગ તૂટી ગયો છે. ને દીકરા, તારે એ રૂપાળી છોકરીને પરણીને એના પોતાના ઘરમાં લઈ આવવી જોઈએ.' ગીબીએ નિસાસો નાખ્યો. તેને એવો ખ્યાલ બંધાયો હતો કે જીનીનું મન ફર્ગસની પાછળ લાગેલું છે.

થોડા જ દિવસમાં બંગલાની મરામત શરૂ થઈ. કારીગરો આવ્યા. કડિયા સુતાર કામે લાગ્યા. બંગલાની બાંધણીમાં સુધારા થવા લાગ્યા. પણ જીનીનો ઓરડો તો પહેલાં હતો તેમ વહેળા ઉપર જ રહે એવી સૂચના ગીબીએ આપી. 'એ ફર્ગસને પરણશે, ને એના બાપની સત્તા એના પર નહીં રહે, પછી આ બંગલો હું એને ભેટ આપીશ,' એવો વિચાર એણે ગોઠવ્યો. સાથેસાથે પહાડ પર, ડોસાડોસીને સૂવા માટે, એક હૂંફાળી ઓરડી પણ વધારાવી.

શહેરમાં આવી તે કોલને મળ્યો, ને કહ્યું કે 'મારી સાથે ઘરમાં રહેશો, ને ઘરની વ્યવસ્થા જોશો, તો હું તમને વરસે સો પાઉંડ આપીશ.' વરસના પૈસા તરત જ આપ્યા. પણ શરત કરી કે કોલ દારૂને અડે તે ઘડીએ જ એને રજા મળે. પછી ઘર બતાવી તેને સોંપ્યું. કોલને શરત આકરી તો લાગી, પણ આ સુખ છોડવાનું મન થાય એવું નહોતું એટલે તે પાળવા લાગી.

થોડાક દિવસ તો કોલનું આ સ્વચ્છ જીવન નભ્યું. પણ એક

દિવસ રાતે ગીબી ઘેર જઈને જુએ છે તો ઘરના ચોકમાં ખૂબ અજવાળું જોયું. ક્રોલની ઓરડીની બારીઓમાં ઝગઝગાટ દેખાતો હતો. દાદરા પર કંઈક બળતું હોવાની વાસ આવી. તેણે ક્રોલનું બારણું ઉઘાડયું. એના ખાટલાના છીંટના પડદા બળતા હતા, ને ઝાળ છત સુધી જતી હતી. ક્રોલ ખાટલામાં નહોતી. ગીબીએ પડદા ફાડી નાખ્યા, ને તેના પર ધાબળા નાખી તેના પર પગ મૂકી દબાવી દીધા. પછી પાણી વડે આગ હોલવી નાખી. એ કામ પૂરુ થવા આવ્યું ત્યાં ખાટલા નીચે ક્રોલને ચત્તાપાટ પડેલી જોઈ. તેણે બેસુમાર દારૂ પીધેલો લાગ્યો. એક બાજુ દારૂની બાટલી પડેલી હતી, બીજી બાજુ મીણબત્તીની દીવી પડેલી, ને મીણબત્તીનો લોંદો થઈ ગયેલો. એ રાત તો વીતી. સવાર પડતાં ગીબી એને કપડાં પહેરાવી, હાથ ઝાલી, એને જૂને ઘેર મૂકી આવ્યો.

ક્રોલને ધીરેધીરે ભાન આવ્યું. તેને જે સ્વર્ગ મળેલું તે તેણે હાથે કરીને ગુમાવ્યું હતું. પેલા મહેલમાંથી આ કાતરરિયામાં તે આવી પડી હતી. તે ખૂબ રડી. ઊઠીને જૂનાં કપડાં પહેર્યાં. આંસુ વડે જ આંખો ધોઈ. ધીરેધીરે જૂની જિંદગી શરૂ થઈ. ટેબલ પર એની ચાવીઓનું ઝૂમખું પડયું હતું, ને તેના નામનો એક કાગળ હતો. તેમાં લખેલું હતું: 'હું મિસિસ ક્રોલને આજથી નવ મહિના સુધી મહિને પાંચ પાઉંડ આપવાનું વચન આપું છું.—ગિલબર્ટ ગેલબ્રેથ!' તે ફરી રડી. 'હાય હાય! ગીબી હવે મારી સાથે કદી બોલવાનો નહીં? મેં જ એને ગુમાવ્યો! એ એકલો જ મારો મિત્ર હતો.'

તેણે ઊઠી દેવતા સળગાવ્યો. પાણી લાવવા કબાટમાંથી કૂજો લેવા ગઈ. ત્યાં તો જૂની કાળી બાટલી! અધૂરી મૂકીને તે ગઈ હતી. તેનું હૈયું નાચી ઊઠયું. 'એક જામ પીઉં તો દુઃખબુખ બધું ભૂલી જવાય! હવે મને કોણ કશું કહેનાર છે? મારે કોની પરવા છે?' તેણે બાટલી લઈ ટેબલ પર મૂકી. પણ ત્યાં તો નજર આગળ

કલ્પનામાં ગીબીનું મોં દેખાયું. તેના મોઢા પર પ્રેમ ને વિષાદની છાયા દેખાઈ. તે ક્ષણે જ ક્રોધે બાટલી પથ્થર પર ફેંકીને ચૂરા કરી હોત. પણ તેને થયું : 'ગીબી જુએ તે સારું! હું મન મજબૂત રાખીશ! બાટલી અહીં જ રહેશે. ને કોક દિવસ એને બતાવીશ કે 'જો, મારી જીતની આ સાબીતી!' તેણે બૂચ સખત લગાવ્યો, ને બાટલી હતી ત્યાં મૂકી દીધી. આમ લાલચને નિરંતર નજર સામે રાખવી એ સારું તો નહોતું. પણ સદ્‌ભાગ્યે તે જિંદગીમાં ફરી કદી એને અડી નહીં. જૂની દુકાન ફરી ખોલી. ગીબીએ એના નિશ્ચય વિષે બારોબાર સાંભળ્યું ત્યારે તેને આનંદ થયો.

## ૨૨

## હૃદય ખૂલ્યાં

ગીબી અને જીનીની ઓળખાણ વિષે ફર્ગસે ટોમસ ગેલબ્રેથ આગળ એકવાર રાતે વાતવાતમાં ચાડી ખાધી. બે જણ અવારનવાર મળે છે એ પણ કહ્યું. ટોમસનો મિજાજ ગયો. તેણે જીનીને ઊધડી લીધી. જીનીએ જુસ્સાભેર ગીબીનો બચાવ કર્યો, ને તેના ગુણનું વર્ણન કર્યું. એટલે તો તેના પિતાએ સભ્યતાની પણ હદ છોડીને તુચ્છકાર બતાવ્યો. જીની મનમાં પિતા પ્રત્યે તિરસ્કારની લાગણી લઈને મોડી રાતે સૂઈ ગઈ તે જ સાંજે ગીબીએ એ ત્રણેયને જોયાં હતાં. જીનીના મોં પર એને એવો ભાવ દેખાયો હતો, જાણે જીની કહેવા માગતી હોય કે 'તમે બધાને મદદ કરો છો ને મને જ નથી કરતા! આવીને મને કેમ બચાવતા નથી? હું ભૂખી નથી રહેતી કે ટાઢે નથી મરતી માટે મારા પર દયા જ ન લાવવી એવું છે શું?'

બીજે દિવસે સાંજે ગીબી કૉલેજમાંથી આવી, વહેલો જમીને ટૉમસ ગેલબ્રેથને ત્યાં પહોંચ્યો. ટૉમસ અને ફર્ગસ બંને ઘરમાં હતા. ગીબી ત્યાં પહોંચી ગયો. તેને જોઈ જમીનદારે પહેલાં તો હોઠ વાળવા માંડ્યા, ને પછી ઊભો થઈને ગાળ જ દીધી. તેણે આજે સારી પેઠે દારૂ પીધેલો હતો. ફર્ગસ એને ઠંડો પાડવા ગયો. ગીબીને કહ્યું: 'હજુ વધારે બૂરા હાલ થાય તે પહેલાં ચાલ્યો જા. તું પૂરેપૂરો બની ગયો છે!' ટૉમસનો પિત્તો પાછો ઊછળ્યો. તેણે ગીબીને છૂટી સૂડી મારી. ઘામાંથી લોહીની ધાર છૂટી. ફર્ગસ એને ફરી ટાઢો પાડવા લાગ્યો.

જીની બાપની બૂમો સાંભળીને આવી પહોંચી. તેને જોઈ ટૉમસનો ગુસ્સો ગાંડપણની હદે પહોંચ્યો. તેણે જીનીને જોરથી પકડી ઓરડામાંથી ખેંચવા માંડી. ગીબી જાય તે પહેલાં જીની જવા માગતી નહોતી. તેણે ચીસ પાડી. બાપે એને મારી. ગીબી એની મદદે પહોંચી જાત. પણ ફર્ગસે એને ઝાલીને રોક્યો. ગીબીના બળની ફર્ગસને ખબર નહોતી. ગીબીના હડસેલાથી તે ચત્તોપાટ ટેબલ પર પડ્યો. કાચમાટીનાં કેટલાંક વાસણ ફૂટી ગયાં. ટૉમસ જીનીને ખેંચતો હતો તેને કમરેથી પકડ્યો, ને બીજા ઓરડામાં લઈ જઈ પૂરી દીધો. જીની જમીન પર લોથ થઈને પડી હતી તેને ઉપાડી બહાર લઈ ગયો, ને એ શેરી છોડી બીજી શેરીમાં પહોંચ્યો. જીનીને ભાન આવ્યું. તેના કહેવાથી ગીબીએ તેને નીચે ઉતારી, પણ હાથ વડે પકડી રાખી.

'તમારી સાથે, ગીબી!' તે ગણગણી. 'પણ પેલા આપણી પાછળ પડશે.'

'તમને એ અડી નહીં શકે,' ગીબીએ આંગળીઓ વડે કહ્યું.

'બધી ધાંધલ શાની હતી?'

ગીબી કહે: 'એટલા માટે કે તમારા પિતા જો તમને ડોનાલ્ડ જોડે પરણવા દે તો મેં બંગલો તમને ભેટ આપવાનું કહ્યું.'

'ગીબી! તમે એવું કહી જ કેમ શક્યા?' તેણે ચીસ પાડી. તે છૂટી પડીને નાસવા ગઈ, પણ ચલાયું નહીં એટલે દીવાના થાંભલાને અઢેલીને ઊભી રહી. તે એવી તો છળી ગયેલી લાગતી હતી!

'તો, જીની, મારી સાથે આવો ને મારી બહેન બનીને રહો. હું તમારી સંભાળ રાખીશ. તમે પાસે ન હો ત્યાં સુધી તમારી સંભાળ ન રાખી શકાય.'

'અરે ગીબી! એવું કોઈ કરતું નથી. નહીં તો હું બહુ રાજી થાત.'

'એ સિવાય બીજો રસ્તો તો મને દેખાતો નથી. તમે કોઈને પરણવાનાં તો નથી.'

'કેમ, ગીબી? તમે શા પરથી એમ માની લીધું?'

'તો ખરેખર પરણવાનાં, એમ?'

'હા, ગીબી. મેં તો માનેલું કે તમે મને તે દિવસે પહાડ પર શોધી કાઢી તે દિવસથી આપણી વચ્ચે કરાર થઈ ચૂક્યો છે. હું તો ત્યારથી એમ જ માનું છું કે હું તમારી છું.'

તેણે મોઢું થાંભલા તરફ ફેરવી લીધું. પણ ગીબીએ તે પોતાની સામે ફેરવાવ્યું.

'તમે એમ તો નથી કહેવા માગતાં ને કે તમે મારી જોડે પરણશો?—મારી જોડે? મેં તો કદી સ્વપ્ને પણ ધાર્યું નહોતું!'

'તમે નહોતું ધાર્યું!' જીનીએ ચીસ પાડી. એમાં નિરાશા ભરેલી હતી. 'ત્યારે હું આ શું કહી રહી છું? હું તો માનતી હતી કે હું તમારી છું! મેં તો માનેલું કે તમે મને પરણવા માગો જ છો!' તેણે ડસકાં ભરવા માંડ્યાં. 'અરેરે! હું આ બધો વખત એકલી જ હતી, ને મને એનું ભાન નહોતું.'

તે રસ્તાની ફરસ પર પડી. ખૂબ રોવા ને ડસકાં ભરવા લાગી. ગીબી મૂંઝાયો. તેની સામે સ્વર્ગ આવીને ઊભું હતું. તેની ભભકથી એની આંખો અંજાઈ ગઈ. તેના સુંદર અવાજોથી તેનાં કાન,

હૈયા ને મગજમાં આનંદ વ્યાપી રહ્યો. પણ એ સ્વર્ગની દ્વારપાળ રોવામાં રોકાઈ ગઈ હતી, ને બારણું ઉઘાડતી નહોતી. મૂગો ગીબી એને આશ્વાસન પણ શી રીતે આપે?

રાત શાંત હતી. આકાશ તારાથી ભરેલું હતું શુક્લપક્ષના પહેલા અઠવાડિયાનો ચંદ્ર આછું આછું તેજ નાખતો હતો. ગીબીને થયું, જીની આંખ ઉઘાડે તો કેવું સારું! તેણે પોતાનો ઝભ્ભો કાઢી એને ઓઢાડયો. જીની સહેજ શાંત પડી. તેણે ધીમે અવાજે કહ્યું: 'ગીબી, મને ઘેર લઈ જાઓ.' એને મન ખેલ ખલાસ થઈ ગયો હતો. હવે રડવામાં કે વિચાર પણ કરવામાં સાર નહોતો.

ગીબીએ એને ધીરે રહીને ઉઠાડી. જીનીએ ગીબી સામે નજર નાખી, તો એનો ચહેરો અત્યંત સુખથી ઝળકતો દેખાયો. આવો દેવદૂત જેવો એનો ચહેરો તો એણે પહાડ ઉપર પહેલાં મળ્યાં ત્યારે પણ નહોતો જોયો. એની આંખોમાં પણ અદ્ભુત તેજ હતું. એનો અર્થ તે સમજી ગઈ. બંનેએ એકબીજાનાં હૃદયને ઓળખી લીધાં.

આવી રીતે મૂગાં મૂગાં કેટલી વાર લગી ઊભાં રહ્યાં એનું બેમાંથી એકેયને ભાન ન રહ્યું. ટાઢ વાઈ એટલે ચાલ્યાં. ગીબીએ ઝભ્ભો જીનીને પહેરાવી દીધો. પછી જેમ પહાડ પર લઈ ગયેલો તેમ એનો હાથ ઝાલી એને દોરી લીધી. બે બાળકોની પેઠે એક-બીજાના હાથ સખત પકડીને ચાલ્યાં. ગીબીએ જીનીને લઈ જઈ મિસિસ સ્ફ્લેટરના હાથમાં સોંપી. મિસિસ સ્ફ્લેટર બંનેની સાથે મા ના જેવા હેતથી વર્તી. ગીબીને વિદાય આપી, ને જીનીને નવડાવી સુવાડી દીધી.

## ૨૩

# લગ્ન

બીજે દિવસે રફ્લેટરે ટૉમસ પાસે જઈ ગીબી ને જીનીના લગ્ન વિષે વાત કરી જોઈ, પણ એ પક્ષળે એમ લાગ્યું નહીં. ગીબી તો તરત પરણવા માગતો હતો. પણ સહુને એમ લાગ્યું કે જીની પાછી પિતાને ત્યાં જાય એ સારું. એટલે જીની ગઈ. પણ પિતાના વિચારમાં ફરક પડેલો લાગ્યો નહીં. જીની પોતે શાન્ત હતી. પિતાની બને તે સેવા કરતી, ને તે ચિડાય તોયે સામો ઉત્તર આપતી નહીં. ફર્ગસ હજુ આશાનો માર્યો આંટા ખાયાં કરતો હતો. તેને કોઈએ કહ્યું નહીં કે ગીબી ને જીનીની સગાઈ થઈ ચૂકી છે. ગીબી ને જીની ક્વચિત મળાય તો મળીને સંતોષ માનતાં.

એ મહિનાની આખરે ગીબી બંગલાની મરામત પૂરી કરાવવા ગયો, ને થોડા દિવસમાં પાછો આવ્યો. દરમ્યાન ફર્ગસે ડહાપણ વાપરીને બીજી એક છોકરીને પરણવાનું નક્કી કરી નાખ્યું હતું. ગીબી ને જીની મળ્યાં. તેમને થયું હવે તરત લગ્ન થાય એ જ સારું છે.

પહાડવાળો બંગલો ગીબી માટે લેવાયો છે એવી તો ટૉમસને ખબર જ નહોતી. ગીબીના નામથી તે લેવાયો પણ નહોતો. મેજર કુલસામનના નામથી લેવાયેલો. એ મેજરનો કાગળ ટૉમસ પર આવ્યો કે 'બંગલામાં જે કબાટ, ટેબલો વગેરેને આપે ચાવી વાસી રાખી છે તેમાં કેટલાક કીમતી કાગળો હોવાનો સંભવ છે. માટે જો આપ બે દિવસ ત્યાં આવી જાઓ તો એથી બંને પક્ષને લાભ થશે. આપ હા પાડો તો કાલે સવારે દસ વાગે ઘોડાગાડી આપને ત્યાં હાજર થશે.' ટૉમસને આ વાત ગમી, ને તેણે હા લખી. પોતાની ગેરહાજરીમાં મિસ કિંબલ ઘેર આવીને રહે ને જીનીની સંભાળ રાખે એવી ગોઠવણ કરી.

બીજે દિવસે સવારે નવ વાગે મિસ કિંબલ આવી, ને ટૉમસ દસ વાગે ચાર ઘોડાવાળી મોટી બગીમાં બેસીને ગયો. એની ગાડી માંડ શેરી બહાર ગઈ હશે ત્યાં તો ચાર ઘોડાની બીજી બગી આવી-ને બારણે ઊભી રહી. એમાંથી ચાર જણ ઊતર્યા — મિસ્ટર અને મિસિસ સ્કૂલેટર, વકીલ મિ. ટોરી, અને એક દેખાવડો જુવાન — મિસ કિંબલને તો પછી ખબર પડી કે એ ગીબી હતો. બધાં દીવાન-ખાનામાં આવ્યાં ને બેઠાં. સર ગિલબર્ટે જીનીની જોડે જગા લીધી. કોઈ કંઈ બોલ્યું નહીં. મિસ કિંબલને થયું આ બધું શું છે? ત્યાં તો પ્રાર્થના શરૂ થઈ. ત્યારે એને ખબર પડી કે આ તો ચોરીછૂપી-થી લગ્ન થાય છે તેમાં મારે હાજર રહેવાનું આવ્યું છે! પણ એ સ્વસ્થ થાય ત્યાં તો પાદરીએ ગીબી અને જીનીને પતિપત્ની તરીકે જાહેર કર્યાં, ને આશીર્વાદ આપ્યા. મિસ કિંબલને સ્કૂલેટરે જરા સાફ વાત સંભળાવી દીધી. ટોરી હસી પડ્યો. 'આ નવી જાતનો સ્વયંવર!' તેણે કહ્યું. 'આ સુખી જોડું તો ચાર ઘોડાની બગી લઈને પિતાની પાછળ જવા નીકળ્યું છે!' 'પણ પરણ્યા પછી જ, હોં કે!' સ્કૂલેટરે પૂર્તિ કરી.

વરવહુ ગાડીમાં બેઠાં, ને ગાડી જોરથી ચાલી. રસ્તે આગલી બગીને તેઓ વટાવી ગયાં, ને ટૉમસના પહેલાં જ બંગલે પહોંચી ગયાં. ટૉમસ પહોંચ્યો એટલે ડોનાલની સૌથી મોટી બહેને દરવાજો ઉઘાડ્યો, ને એની જૂની ઓરડોમાં ઉતારો આપ્યો. ઓરડીની ગોઠવણ જેવી એના વખતમાં હતી તેવી જ હતી. નાસ્તો પણ તૈયાર હતો. 'આવી જગા છોડવી પડે એ કેવું વસમું લાગે!' તેને વિચાર આવ્યો. થાકથી તેને ઝોકું આવી ગયું. તેને સ્વપ્નું આવ્યું. એકા-એક જાગ્યો ત્યાં તો જીનીને જોઈ. ને જોડે પેલો રખડેલ ગીબી! એ પાછો અહીં ક્યાંથી? જીની તો જાણે આ એનું જ ઘર હોય એમ જોઈ રહી છે; ને એની આંખમાં આંસુ પણ છે. આ બધું સ્વપ્ન જ હોવું જોઈએ. હજુ ઊંઘ પૂરી થઈ નથી!

થોડી વારે તેણે પૂછ્યું: 'જીની, આનો શો અર્થ છે? મેજર ફુલસામને તને નોતરી છે એની મને ખબર નહોતી. ને આ માણુસ અહીં શું કરે છે?'

જીની અડધી હસતી ને અડધી રોવા જેવી થઈને બોલી: 'બાપાજી, આ માણુસ મારા પતિ સર ગિલબર્ટ ગેલબ્રેથ છે. એ આ બંગલાના માલિક છે. ને તમે ઘેર ફરી તમારા અભ્યાસગૃહમાં આવ્યા છો.'

'જીની, તું હજુ આ ઢોંગ નહીં છોડે?' ટૉમસે કહ્યું. 'મેજર ફુલસામનને ખબર આપ કે મને તરત જ મળવા આવે.'

ટૉમસને ધીરેધીરે સાચી વાત સમજાઈ. પણ એણે એ વાત વિષે જીવ્યો ત્યાં સુધી એક અક્ષર કાઢ્યો નહીં. ગીબીએ એને શહેરના ઘરમાંથી મળી આવેલા જૂના કાગળો જોવાનું કામ સોંપ્યું, તે એને ગમ્યું. ગીબી ને જીની એને ત્યાં મૂકીને શહેરમાં ગયાં.

## ૨૪

## નવો જમીનદાર

શહેરમાં આ નવું જોડું એમના જૂના ઘરમાં રહેવા ગયું. જીનીને માટે જીવનમાં કેવો ફેરફાર હતો! તે કેદી હતી તેમાંથી ઘરની રાણી બની. ક્રોલના પશ્ચાત્તાપની વાત પાછળ આવી ગઈ છે. ગીબી અને જીનિવાના આવ્યાની વાત જાણી તે તરત જ ગીબીની ગેરહાજરીમાં જીનિવા—લેડી ગેલબ્રેથ—પાસે જઈ તેને પગે પડી, રોતાં રોતાં આખી વાત કહી, ને ગીબીને સમજાવવાને વિનંતી કરી. 'મારે બીજું કશું નથી જોઈતું. મારે એની મહેરબાની જોઈએ છે; ને એનું રૂપાળું મોં જોવા મળે એટલે બસ છે.' આને પરિણામે તેને ફરી ઘરમાં બોલાવી અગાઉનું કામ સોંપવામાં આવ્યું. તે છેક ઘરડી થઈને મરી ગઈ ને પહેલાં તેનામાં ઘણો ફેરફાર થઈ ગયો હતો.

દર શિયાળે સર ગિલ્બર્ટ અને લેડી ગેલબ્રેથ શહેરમાં આવી જૂના ઘરમાં રહેતાં. ધીરેધીરે એ ઘર જે લોકો પ્રામાણિક છતાં દુઃખી હોય એવાંનું આશ્રયસ્થાન બની ગયું. જેમણે દારૂ ન પીધેલો હોય એવાં બધાંને ત્યાં રાતને માટે આશરો મળી શકતો. બીજે વરસે ગીબીએ પહાડ પર એક ઘર બાંધ્યું, ને ત્યાં શહેરમાંથી ઘણાં અપંગ માણસને લાવીને રાખ્યાં. ઉનાળાના મહિના એ લોકો જેનેટ અને તેની દીકરી રોબીનાની દેખરેખમાં ગાળતાં, ને એમાંનાં કેટલાંયે તે પછી રોટલો મેળવવા જેટલું કામ કરી શકે એવાં બનીને પાછાં જતાં.

શહેરમાંથી દેશમાં ગયાં ત્યાં ટૉમસે એમને આવકાર આપ્યો. ડોનાલ્ડના ત્રણે ભાઈઓને ગીબીએ કંઈક ને કંઈક કામ આપી રોકી લીધા. જેનેટ જીવી ત્યાં સુધી, અગાઉની પેઠે, ગીબી દર શનિવારે ઝૂંપડીએ જતો. માત્ર હવે ડોનાલ્ડને બદલે જીની સાથે આવતી. રોબર્ટ કરતાં જેનેટ પહેલી સ્વર્ગે સિધાવી. જતાં કહેતી ગઈ કે 'એ આવે ત્યારે એમને માટે બારણું ખોલવા ઊભી રહેવાને હું પહેલી જાઉં છું.' તે પછી રોબર્ટ દીકરાઓ સાથે રહેવા ગયો. પણ જેનેટ ગયા પછી તે સંસારમાં ઝાઝો વખત રહ્યો નહીં. પહેલે જ ઉનાળે નાર્સિસી પાછી જીની પાસે આવી ગઈ. બે જણ વચ્ચે શેઠાણી ને નોકરના કરતાં બે બહેનપણીનો સંબંધ વધારે હતો. નાર્સિસી પરણી તે પછી પણ એને ને એના વરને જાગીર ઉપર જ રહેવાની સગવડ કરી આપવામાં આવી.

શરૂઆતમાં, ઘર ગોઠવાઈ રહ્યા પછી, સર ગિલ્બર્ટે જાગીર પર રહેતા બધા ખેડૂતો, નોકરો વગેરેને જમણ આપ્યું. ટૉમસ કંઈ બહાનું કાઢી શહેરમાં ગયો. જે સમારંભમાં પોતે સહુથી મોટો ન હોય તેમાં હાજર રહેવામાં એને નાનમ લાગી. રોબર્ટ અને જેનેટ આવી શકે એમ નહોતું.

મેળાવડામાં અગ્રસ્થાન જીન મેવરને આપવામાં આવ્યું. એના 'ભૂત'ને જમીનદાર થયેલો જોઈ, ને પોતાને એની સાથે માનભેર

બેઠેલી જોઈ, એનો હરખ તો માતો નહોતો. જમણનું મુખ્ય કામ પૂરું થયા પછી સર ગિલબર્ટ અને લેડી ગેલબ્રેથ ઊભાં થયાં. સર ગીબી આંગળીઓ વડે નિશાનીઓ કરે, ને જીનિવા એનો અર્થ કરી બતાવે. એમ બે જણે મળીને ભાષણ કર્યું. પોતે કલ્પિત 'ભૂત'નો ભાગ ભજવીને એક વેળા લોકોને ગભરાવી મારેલા એ માટે ગીબીએ માફી માગી. તે વખતનાં તેનાં પરાક્રમોનું વર્ણન જીનિવાએ મોઢેથો કર્યું, તેની સાથે ગીબીએ એવા સરસ હાવભાવ કરી બતાવ્યા કે શ્રોતાજનો પેટ પકડી પકડીને હસ્યાં. તેણે આજની સ્થિતિ લાવવા માટે ઈશ્વરનો આભાર માન્યો. રૉબર્ટ અને જૅનેટ પાસેથી જે હેત અને દયાનો અનુભવ થયેલો તેનું પણ વર્ણન કર્યું.

લેડી ગેલબ્રેથે કહ્યું: 'સર ગીબી કહે છે કે એ અજાણ્યા હતા ત્યારે તમે ડાવરકાંઠાના લોકોએ એમને આશરો આપ્યો. એટલે તેમનાથી કદી તમારા કે તમારાં સંતાનોના હિતનું કંઈ કામ થઈ શકશે તો તે કરવા તેઓ ચૂકશે નહીં. બીજું, તમારે જાણવું જોઈએ કે તમારી વચ્ચે જ એક કવિ પાકયો છે — એ છે ડોનાલ ગ્રાન્ટ. એનું એક કાવ્ય હું વાંચી સંભળાવીશ જેમને એ સાંભળવું ન ગમે તે ખુશીથી જઈ શકે છે.'

કાવ્ય વંચાઈ રહ્યા પછી સર ગીબી ને લેડી ગેલબ્રેથ ઊઠયાં, ને બંગલાના નવા ભાગમાં ગયાં. રસ્તે આવતા પુલ પર ઊભાં રહ્યાં. એ બે જણ હવે આંગળીની નિશાનીઓ વિના પણ એકબીજાનાં મનનો ઘણોખરો ભાવ સમજી જતાં. જીનીને એક ખોટ સાલતી હતી. એનું પેલું જે પ્રિય ઝરણું હતું તેનો પટ પુલ નીચે સૂકો પડયો હતો. એનું ગીત ફરી સાંભળવા એના કાન તલસતા હતા. ગીબીએ ખીસામાંથી પિસ્તોલ લઈ જીનીને આપી તે ફોડવાનું કહ્યું. પિસ્તોલ ફૂટી તેનો મોટો અવાજ થયો. પળવારમાં તો મેઘગર્જના જેવો અવાજ થઈને માટીની મોટી ધસ તૂટી પડી, ને વહેળાનું માટીથી ડહોળું બનેલું પાણી જોરથી દોડી આવ્યું. જીની રાજી

રાજી થઈ ગઈ. થોડી વારમાં પાણી સ્વચ્છ ને પારદર્શક બની ગયું. હવે એની ગર્જના મટી મીઠો કલકલાટ શરૂ થયો હતો.

'ચાલો, ગીબી, મારી ઓરડીમાં જઈને જોઈએ,' જીનીએ કહ્યું. તેમણે માળ પર જઈને ઝરણું જોયું.

'આ તો મારું જ ઝરણું, ને એ જ એનું પુરાણું ગીત. એના એકે સૂરમાં જરા પણ ફરક પડ્યો નથી. ગીબી, તમે મને બધું આપ્યું! મારા સુખમાં કશી મણા રહી નથી.'

'હું જો જળનું ઝરણું હોત તો કલકલ કરતો દોડત રે,' ગીબીએ મુક્ત કંઠે લલકાર્યું. તે માત્ર સૂરો જ કાઢી શકતો હતો, પણ જીનીને થયું જાણે સાથેસાથ એના શબ્દો સંભળાયા. બંને જણ વસંતની શાંત સુંદર રાત્રિમાં સામી નજર નાખીને જોઈ રહ્યાં. ઉપર આકાશ તારાથી ચકચકતું હતું. સામે ગ્લેશગર પહાડ ને તેની પેલી પારની ગિરિમાળા હતાં. બંને જણની આંખો પરમાત્માના તેજમાં નહાતી ગ્લેશગરની ટોચ પર પહોંચી, ને ત્યાંથી પાછી ઊતરી એકબીજાના દર્શનમાં લીન થઈ ગઈ.

---

પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨.

મુદ્રક :
ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય,
મામાની હવેલી, શાકબજાર
અમદાવાદ.

## વાંચવા જેવાં કેટલાંક પ્રકાશનો

**ગાંધીજીના સમાગમમાં :** સંપાદક : ચંદ્રશંકર શુક્લ.
સરદાર વલ્લભભાઈ પટેલના આશીર્વચન સાથે. કિં. રૂા. અઢી

**ગાંધીજી સાથે અઠવાડિયું :** લેખક : લુઈ ફીશર. અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.
શ્રી. કાર્લ હીથની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. બે

**ગાંધીજીની યુરોપયાત્રા :** લે. કુ. મ્યુરીએલ લેસ્ટર. અનુ. : ચંદ્રશંકર શુક્લ.
શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. બે

**ગાંધીજીના જીવનપ્રસંગ :** લેખિકા : મીલી ગ્રેહામ પોલાક. અનુવાદક :
ચંદ્રશંકર શુક્લ. દીનબંધુ ઍન્ડ્રુઝની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવાબે

**પુણ્યશ્લોક ગાંધીજી :** સંપાદક અને અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.
શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવાચાર

**ગાંધીજીને અંજલિ :** રાધાકૃષ્ણન : અનુ૦ : ચંદ્રશંકર શુક્લ.
સ્વામી આનંદની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. કિં. રૂા. ત્રણ

**ગાંધીવાદી આર્થિક યોજના :** લે. આચાર્ય અગ્રવાલ. અનુ૦. ચંદ્રશંકર શુક્લ.
ગાંધીજીની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવા

**હિંદુ ધર્મ :** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. સવાચાર

**બૌદ્ધની વિચારધારા :** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. સવાબે

**યુવાનોની સંસ્કારસાધના :** લે. રાધાકૃષ્ણન.
અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. દોઢ

**બે નવલકથા :** લે. લીઓ ટોલસ્ટોય. અનુ૦ : ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. અઢી

**કોની બહેન ? અને બીજી વાતો :** લે. લીઓ ટોલસ્ટોય.
અનુવાદક : ચંદ્રશંકર શુક્લ. કિં. રૂા. સવાબે

**મહાભારત :** લે. રાધાકૃષ્ણન અનુ૦: ચંદ્રશંકર શુક્લ.
પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટના પુરોવચનસાથે. કિં. રૂા. પોણાબે

**મૌલાના અબદુલ કલામ આઝાદ :** લે. મહાદેવ દેસાઈ.
અનુ૦: ચંદ્રશંકર શુક્લ.

: પ્રકાશક :

**વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ**

૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.